कलिकालसर्वज्ञ—

श्रीमद्हेमचन्द्राचार्यविरचितं

# श्रीयोगशास्त्रं

## सशब्दार्थ.



शब्दार्थकर्ता

**शाह. चुनीलाल हकमचंद**

अमदावाद.



वीरसंवत् २४४३ विक्रमसंवत् १९७३



संशोधक :—

परमपूज्य आगमोद्धारक पंन्यासजी श्रीआनंद-

सागरजी महाराजना शिष्य

**मुनि मानसागरजी**

प्रसिद्धिकारक :—

सुरतना शाह. कल्याणचंद वजेचंदना सुपुत्रो.

शाह मंछुभाइ कल्याणचंद तथा शाह खीमचंद

कल्याणचंदे चतुर्थव्रतोच्चारावसरे करेली

आर्थिकमददथी शब्दार्थकर्ता.



प्रत १०००.

पण्यं ०—२—०

कलिकालसर्वज्ञ—

श्रीमद्हेमचन्द्राचार्यविरचितं

# श्रीयोगशास्त्रं

## सशब्दार्थ

शब्दार्थकर्त्ता

शाह. चुनीलाल हकमचंद

अमदावाद

वीरसंवत् २४४३ विक्रमसंवत् १९७३

संशोधकः—

परमपूज्य आगमोद्धारक पंन्यासजी श्रीआणंद-

सागरजी महाराजना शिष्य

**मुनि मानसागरजी**

प्रसिद्धिकारकः—

सुरतना शाह. कल्याणचंद वजेचंदना सुपुत्रो.

शाह मंछुभाई कल्याणचंद तथा शाह सोमचंद

कल्याणचंदे चतुर्थव्रतोच्चारावसरे करेली

आर्थिक मददथी शब्दार्थ कर्ता.

प्रत १०००.

पण्यं ०—२—०



छपावी प्रसीद्ध कर्त्ता

**शाह चुनीलाल हकमचंद**

ठे० शेखनोपाडो झवेरीवाड—**अमदावाद**

शा. **खुबचंद अमीचंद**ना धी सुरत "**जैन**" ए. प्री. प्रेसमां
**प्रभुशंकर नरभेराम** व्यासे छाप्युं
खपाटीआ चकला, **सुरत.**



# પ્રસ્તાવના.

જેમ દરેક ધર્મવાળા પોતાના આત્મકલ્યાણ માટે પોતાની ધાર્મિકક્રિયાઓ કરતાં તે ક્રિયાઓનાં હેતુ સ્વરૂપ અને ફલો જાણવા માંગે છે, તેમ શ્રી જિનેશ્વર મહારાજે નિરૂપણ કરેલ અવિરોધિ ધર્મને માનનારા સુજ્ઞ જૈનો પણ પોતાની પવિત્ર ધર્મક્રિયાઓ કરવા પહેલાં તેના હેતુ સ્વરૂપ અને ફલ જાણવા અભિલાષા કરે તે સ્વભાવિકજ છે ને તેથીજ **કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરિજીએ** પોતાના વ્યાકરણ ન્યાયાદિ જેવા ગહન વિષયોના વિવેચનવાળા ગ્રંથો કરવા ઉપરાંત આ શાસ્ત્ર નામનો ગ્રન્થ પણ પરમાર્હત **શ્રીમત્-કુમારપાળ** મહારાજાની જિજ્ઞાસા તૃપ્ત કરવા અને હમ્મેશના સ્મરણ માટે તૈયાર કર્યો છે ને તેની આવશ્યક્તા એટલા ઉપરથીજ સમજાશે કે મહારાજા **કુમારપાળ** આ **યોગશાસ્ત્રના** ૧૨ પ્રકાશ તથા ઉપરોક્ત આચાર્યમહારાજે બનાવેલા **વીતરાગસ્તોત્રના** ૨૦ સ્તવ મળીને ૩૨ પ્રકાશનો દંતની શુદ્ધિ માટે સ્વાધ્યાય કરીનેજ દાતણ કરતા હતા,તેવીજ રીતે ચાલુ જમાનામાં પણ જેઓ ધર્મક્રિયા કરનાર ભાવિકો ધર્મસ્વરૂપની જિજ્ઞાસા રાખે તેઓને સુગમતાથી શબ્દાર્થ સાથે યોગશાસ્ત્ર સમજાય તેટલા માટે વિશેષવિવેચન અને ટીકાનું ભાષા-ન્તર છપાયા છતાં શબ્દાર્થ માત્રના ખપી સામાન્યબુદ્ધિ-વાળાના ઉપકાર અર્થે આ પ્રયત્ન થયો છે તો તેઓ આ પુસ્તક-ને વાંચશે તેના ખર્ચની શ્રદ્ધા કરશે અને આદરશે તો હું મારા પ્રયત્નને સફલ થયો ગણીશ. આ શાસ્ત્રમાં બાર પ્રકાશ (વિભાગ) છે તેમાં અનુક્રમે સાધુધર્મ, શ્રાવકધર્મ માર્ગાનુસારીના ગુણો અણુવ્રતો, ગુણવ્રતો, બારવ્રતના અતિચારો, શ્રાવકની અહોરા-ત્રચર્યા, કષાય ઇન્દ્રિય અને ચિત્તદમન, તથા ભાવનાઓ તથા પાંચમા પ્રકાશથી આસન, ધ્યાન, કાલજ્ઞાન વિગેરે વિગેરે

આપવામાં આવેલા છે. આટલા ઉપરથીજ આ ગ્રન્થની ખરી ઉપયોગિતા માલમ પડશે, છેવટે આ ગ્રન્થની અંદર શબ્દાર્થ કરતાં જે કાંઇ દૃષ્ટિદોષથી કે પ્રમાદથી અથવા અલ્પબુદ્ધિથી ભૂલ રહેલી હોય તે સુજ્ઞજનો સુધારી વાંચશે અને તેની વતી હું મિચ્છામિ દુક્કડં દઈ વાંચકના હાથમાં આ ગ્રન્થ અર્પણ કરૂં છું.

હાલ લડાઈના પ્રસંગને લીધે કાગળની તેમજ છપામણીની મોંઘી કિમ્મત બેસવાને લીધે પુસ્તકની પડતર કિમ્મત ૦।= થતી હતી છતાં પણ સુરતના કીનારીવાળા શાહ કલ્યાણચંદ વજેચંદના સુપુત્રો શાહ મંછુભાઈ કલ્યાણચંદ તથા તેમના ભાઇ શાહ ખીમચંદ કલ્યાણચંદે અષાડ શુદ ૧૪ના દિવસે ચતુર્થવ્રતનો નિયમ કરતી વખતે રૂ. ૩૦૧)ની મદદ કરી તેથી મફત આપી શકાય તેમ હતું પણ પુસ્તકોની નિરૂપયોગી માગણીઓ ન થાય અને ઉપયોગી માગણી થાય તેમજ તે માગણીને પહોંચી પણ શકાય માટે માત્ર નામનીજ ૦)= કિમ્મત રાખવામાં આવી છે.

સંવત ૧૯૭૩
અષાડ શુદ ૫
ને રવીવાર

લી. શ્રીસંઘનો કિંકર,
**શા. ચુનીલાલ હકમચંદ**
અમદાવાદ.



# અનુક્રમણિકા.

## પ્રકાશ ૧



## પ્રકાશ

## પ્રકાશ ૩



## પ્રકાશ ૪

## પ્રકાશ ૫ મો

## પ્રકાશ ૧૧ મો



## પ્રકાશ ૧૨ મો





॥ श्री वीतरागाय नमः ॥

# श्रीयोगशास्त्र-भाषान्तर.

## प्रथमः प्रकाशः.

नमो दुर्वाररागादिवैरिवारनिवारिणे । अर्हते योगिनाथाय, महावीराय तायिने ॥१॥ पन्नगे च सुरेंद्रे च, कौशिके पादसंस्पृशि । निर्विशेषमनस्काय, श्रीवीरस्वामिने नमः ॥२॥ कृतापराधेऽपि जने, कृपामन्थरतारयोः । ईषद्बाष्पार्द्रयोर्भद्रं, श्री वीरजिननेत्रयोः ॥३॥ श्रुतांभोधेरधिगम्य, सम्प्रदायाच्च सद्गुरोः। स्वसंवेदनतश्चापि, योगशास्त्रं विरच्यते ॥४॥ [प्रस्तावना] योगः सर्वविपद्वल्लीविताने परशुः शितः । अमूलमंत्रतंत्रं च, कार्मणं निर्वृतिश्रियः॥५॥ भूयांसोऽपि हि पाप्मानः, प्रलयं यान्ति योगतः। चंडवाताद् घनघना, घनाघनघटा इव

श्रीवीराय नमोनमः દુઃખે વારિ શકાય એવા રાગ વિગેરે શત્રુઓના સમૂહને દૂર કરનાર, તથા જગત્નું રક્ષણ કરનાર, યોગીયોના નાથ, અર્હંત શ્રી મહાવીર પ્રભુને નમસ્કાર હો. ૧. ડસવા માટે પગને સ્પર્શ કરનાર(ચંડ) કૌશિક સર્પ ઉપર અને કૌશિક એવા દેવેન્દ્ર ઉપર જેનું સમાન ચિત્ત છે એવા વીરસ્વામીને નમસ્કાર થાઓ. ૨. અપરાધ કરનારા પ્રાણિ (સંગમાદિ) ઉપર પણ કરૂણાથી અતિનમ્ર અને આંસુથી કંઇક ભિંજાએલા એવા શ્રી વીર જિનેશ્વરના નેત્રોનું કલ્યાણ થાઓ. ૩. શ્રુત રૂપી સમુદ્રમાંથી અને સદ્ગુરૂના સંપ્રદાયથી તથા પોતાના અનુભવથી પણ જાણીને, આ યોગશાસ્ત્ર રચાય છે. ૪. સર્વ વિપત્તિ રૂપી વેલોના વિસ્તારમાં તીક્ષ્ણ કુહાડા સમાન યોગ છે, અને મોક્ષ લક્ષ્મીનું મૂળ મંત્ર અને તંત્ર વિનાનું કામણ છે. ૫. જેમ ગાઢ મેઘની ઘટા પ્રચંડ વાયુથી વિખરાઈ જાય છે, તેમ યોગથી ઘણાં પાપો પણ નાશ પામે છે. ૬.

॥६॥ क्षिणोति योगः पापानि, चिरकालार्जितान्यपि । प्रचितानि यथैधांसि, क्षणादेवाशुशुक्षणिः ॥७॥ कफविप्रुण्मलामर्शसर्वौषधिमहर्द्धयः। संभिन्नश्रोतोलब्धिश्च, योगतांडवडंबरं॥८॥ चारणाशीविषावधिमनः-पर्यायसंपदः । योगकल्पद्रुमस्यैता, विकाशिकुसुमश्रियः ॥९॥ अहो योगस्य माहात्म्यं, प्राज्यं साम्राज्यमुद्वहन्। अवाप केवलज्ञानं, भरतो भरताधिपः ॥१०॥ पूर्वमप्राप्तधर्माऽपि, परमानन्दनन्दिता। योगप्रभावतः प्राप, मरूदेवा परं पदम् ॥११॥ ब्रह्मस्त्रीभ्रूणगोघातपातकान्नरकातिथेः। दृढप्रहारिप्रभृतेर्योगो हस्तावलम्बनम्॥१२॥ तत्कालकृत-दुष्कर्मकर्मठस्य दुरात्मनः। गोप्त्रे चिलातिपुत्रस्य, योगाय स्पृहयेन्न कः?॥१३॥ तस्याजननिरेवास्तु, नृपशोर्मोघजन्मनः। अविद्धकर्णो यो योग, इत्यक्षरशलाकया ॥१४॥ [योगमहिमा] चतुर्वर्गेऽग्रणीर्मोक्षो,

---

એકઠાં કરેલાં લાકડાં જેમ પ્રબળ અગ્નિ ક્ષણવારમાં બાળી નાખે છે, તેમ લાંબા કાળથી ઉપાર્જેલા પાપો પણ યોગ ક્ષય કરે છે. ૭. કફ, ઝાડો, મેલ અને હસ્ત સ્પર્શ તે એકેક તથા બધાં ઔષધ રૂપ થાય જેનાથી તેવી લબ્ધિઓ અને સંભિન્ન શ્રોતલબ્ધિ (બધી ઇંદ્રિયોથી દરેક ઇંદ્રિયના વિષય જણાય) એ યોગનોજ મહીમા છે. ૮. ચારણ લબ્ધિ, આશીવિષલબ્ધિ, અવધિજ્ઞાન અને મનઃપર્યંવ જ્ઞાનની સંપત્તિઓ એ સર્વ યોગરૂપી કલ્પવૃક્ષના વિકસીત પુષ્પોની શોભા છે. ૯. અહો (શું !) યોગનું માહાત્મ્ય ! (કે જેથી) વિસ્તૃત સામ્રાજયને ધારણ કરતા ભરતક્ષેત્રના સ્વામિ ભરતચક્રિ કેવળજ્ઞાન પામ્યા. ૧૦. પૂર્વે ધર્મ નહિ પામેલા મરૂદેવી માતા પણ યોગના પ્રભાવથી પરમાનંદથી આનંદીત થઈ મોક્ષપદ પામ્યા. ૧૧. બ્રાહ્મણ, સ્ત્રી, બાળક અને ગાયને ઘાત કરવાના પાપથી નરકના અતિથિ દૃઢપ્રહારી વિગેરેને સદ્ગતિ જવામાં યોગજ હસ્તાવલમ્બનભૂત થયો. ૧૨. તત્કાળ દુષ્કર્મ કરવામાં તત્પર દુરાત્માચિલાતીપુત્રનું રક્ષણ કરનાર યોગની કોણ સ્પૃહા ન કરે ? ૧૩ " યોગ " એવા અક્ષર રૂપ શલાકાથી જેના કાન વીંધાયા નથી એવા નિષ્ફળ જન્મવાળા તે નરપશુને

योगस्तस्य च कारणं । ज्ञानश्रद्धानचारित्ररूपं रत्नत्रयं च सः ॥१५॥ [योगस्वरूपं] यथावस्थिततत्त्वानां, संक्षेपाद्विस्तरेण वा। योऽवबोधस्तमत्राहुः, सम्यग्ज्ञानं मनीषिणः ॥१६॥ रुचिर्जिनोक्ततत्त्वेषु, सम्यक्श्रद्धानमुच्यते । जायते तन्निसर्गेण, गुरोरधिगमेन वा ॥१७॥ सर्वसावद्ययोगानां, त्यागश्चारित्रमिष्यते । कीर्तितं तदहिंसादिव्रतभेदेन पञ्चधा ॥ १८ ॥ अहिंसासूनृतास्तेयब्रह्मचर्यापरिग्रहाः । पञ्चभिः पञ्चभिर्युक्ता, भावनाभिर्विमुक्तये ॥१९॥ न यत्प्रमादयोगेन, जीवितव्यपरोपणं । त्रसानां स्थावराणां च, तदहिंसाव्रतं मतं ॥२०॥ प्रियं पथ्यं वचस्तथ्यं, सूनृतव्रतमुच्यते । तत्तथ्यमपि नो तथ्यमप्रियं चाहितं च यत् ॥२१॥ अनादानमदत्तस्यास्तेयव्रतमुदीरितम् । बाह्याः प्राणा नृणामर्थो, हरता तं हता हि ते ॥२२॥

---

જન્મજ ન થવો જોઇએ. ૧૪. ચાર વર્ગોમાં મોક્ષ મુખ્ય છે, અને તેનું કારણ યોગ છે; તથા તે યોગ જ્ઞાન, શ્રદ્ધા ને ચારિત્ર રૂપ રત્નત્રય છે. ૧૫. સંક્ષેપથી અથવા વિસ્તારથી યથાર્થ તત્ત્વોનો જે બોધ તેને પંડિતો સમ્યગ્ જ્ઞાન કહે છે. ૧૬. જિનેશ્વરે કહેલા તત્ત્વોમાં રૂચિ તે સમ્યક્ શ્રદ્ધાન કહેવાય છે. તે શ્રદ્ધાન સ્વભાવથી અથવા ગુરૂના ઉપદેશથી થાય છે. ૧૭. સર્વ સાવદ્યયોગોનો ત્યાગ તે ચારિત્ર કહેવાય છે, તે ચારિત્ર અહિંસાદિવ્રતના ભેદથી પાંચ પ્રકારે કહ્યું છે. ૧૮. અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ (એ પાંચ મહાવ્રતો) પાંચ પાંચ ભાવનાએ યુક્ત મુક્તિને અર્થે થાય છે. ૧૯ જે પ્રમાદના યોગથી ત્રસ અને સ્થાવર જીવોના જીવીતનો નાશ ન કરવો તેને (વિદ્વાનોએ) અહિંસા વ્રત માનેલું છે. ૨૦ પ્રિય, હિતકારી અને સત્ય બોલવું તે સત્ય વ્રત કહેવાય છે; પરન્તુ અપ્રિય અહિતકારી એવું જો સત્ય હોય તોપણ તે સત્ય નથી. ૨૧. આપ્યા વિના ન લેવું તે અસ્તેય વ્રત કહેલું છે. દ્રવ્ય એ મનુષ્યોના બાહ્ય પ્રાણો છે. તેથી ધન હરણ

द्व्यौदारिककामानां, कृतानुमतिकारितैः । मनोवाक्कायतस्त्यागो, ब्रह्माष्टादशधा मतम् ॥२३॥ सर्वभावेषु मूर्छायास्त्यागःस्यादपरिग्रहः । यदसत्स्वपि जायेत, मूर्च्छया चित्तविप्लवः॥२४॥ [महाव्रतानि] भावनाभिर्भावितानि,पञ्चभिःपञ्चभिःक्रमात् । महाव्रतानि नो कस्य?, साधयन्त्यव्ययं पदम् ॥२५॥ मनोगुप्त्येषणादानैर्याभिः समितिभिः सदाः । दृष्टान्नपानग्रहणेनाहिंसां भावयेत्सुधीः ॥ २६ ॥ हास्यलोभभयक्रोधप्रत्याख्यानैर्निरन्तरम् ।आलोच्य भाषणेनापि, भावयेत्सूनृतं व्रतम् ॥ २७॥ आलोच्यावग्रहयाञ्चाभीक्ष्णावग्रहयाचनम्। एतावन्मात्रमेवैतदित्यवग्रहधारणं ॥ २८ ॥ समानधार्मिकेभ्यश्च, तथावग्रहयाचनम् । अनुज्ञापितपानान्नाशनमस्तेयभावनाः ॥२९॥

કરતાં પ્રાણો હુર્યાજ સમજવા. ૨૨. દેવ સંબંધી અને ઔદારિક (મનુષ્યતિર્યંચ) સંબંધી વિષયોનો મન વચન અને કાયાથી કરવા કરાવવા ને અનુમોદવા સંબંધી ત્યાગ તે બ્રહ્મચર્ય વ્રત અઢાર પ્રકારે માનેલું છે. ૨૩. સર્વ પદાર્થો ઉપર મૂર્છાનો ત્યાગ તે અપરિગ્રહ વ્રત કહેવાય કારણકે અછતા પદાર્થો ઉપર પણ મૂર્છાથી ચિત્ત વિકારો થાય. ૨૪. અનુક્રમે પાંચ પાંચ ભાવનાઓથી ભાવીત મહાવ્રતો કોને મોક્ષપદ ન સાધી આપે? ૨૫. મનોગુપ્તિ એષણાસમિતિ, આદાનનિક્ષેપણાસમિતિ ઈર્યાસમિતિ અને અન્નપાન જોઈને લેવાથી (પંડિતજન) અહિંસાવ્રતને ભાવે. (પાલે) ૨૬. હાસ્ય, લોભ, ભય અને ક્રોધનો ત્યાગ કરવાથી તથા હમ્મેશાં વિચારીને બોલવાથી સત્યવ્રતની ભાવના (પાલના) કરે. ૨૭. વિચારીને અવગ્રહની યાચના, વારંવાર અવગ્રહ માગવો, આટલોજ અવગ્રહ એવો અવગ્રહનો નિશ્ચય કરવો. ૨૮. પહેલાં રહેલા સાધુ પાસેથી અવગ્રહ માગવો તથા ( ગુરૂએ ) આજ્ઞા આપેલા અન્ન પાન વાપરવા (આ પાંચ) અસ્તેય વ્રતની ભાવના. ૨૯

स्त्रीषंढपशुमद्वेश्मासनकुड्यान्तरोज्झनात् । सरागस्त्रीकथात्यागात्, प्राग्रतस्मृतिवर्जनात्॥३०॥ स्त्रीरम्याङ्गेक्षणस्वाङ्गसंस्कारपरिवर्जनात् । प्रणीतात्यशनत्यागाद्, ब्रह्मचर्यं च भावयेत् ॥ ३१ ॥ स्पर्शे रसे च गन्धे च, रूपे शब्दे च हारिणि । पञ्चस्वितीन्द्रियार्थेषु, गाढं गार्ध्यस्य वर्जनम् ॥३२॥ एतेष्वेवामनोज्ञेषु, सर्वथा द्वेषवर्जनम् । आकिञ्चन्यव्रतस्यैवं, भावनाः पञ्च कीर्तिताः ॥३३॥[व्रतभावनाः] अथवा पञ्चसमितिगुप्तित्रयपावित्रितम् । चरित्रं सम्यक्चारित्रमित्याहुर्मुनिपुङ्गवाः॥३४॥ईर्याभाषैषणादाननिक्षेपोत्सर्गसंज्ञिकाः।पञ्चाहुः समितीस्तिस्रो, गुप्तीस्त्रियोगनिग्रहात् ॥३५॥ लोकातिवाहिते मार्गे, चुम्बिते भास्वदंशुभिः । जन्तुरक्षार्थमालोक्य, गतिरीर्या मता सताम् ॥ ३६ ॥ अवद्यत्यागतः सार्वजनीनं मितभाषणं । प्रिया

---

સ્ત્રી, નપુંસક અને પશુવાળા ઘર તથા વિકારિથી ભીંતના આંતરે પણ આસનનો ત્યાગ કરવાથી, રાગયુક્ત સ્ત્રી કથાનો ત્યાગ કરવાથી, અને પૂર્વે અનુભવેલ વિષયોની યાદી ન કરવાથી. ૩૦, સ્ત્રોના મનોહર અંગ જોવાનો ત્યાગ, પોતાના શરીરે સંસ્કારનો ત્યાગ કરવાથી, ને પ્રમાણથી વધારે તેમજ પુષ્ટ આહારનો ત્યાગ કરવાથી બ્રહ્મચર્યની ભાવના કરે. ૩૧. સ્પર્શ, રસ, ગન્ધ, રૂપ અને શબ્દ એ મનોહર ઇન્દ્રિયોના વિષયોમાં અત્યન્ત ગૃદ્ધિનો ત્યાગ. ૩૨. તેમજ એ પાંચે અનિષ્ટ વિષયોમાં દ્વેષનો સર્વથા ત્યાગ. એ પ્રમાણે અપરિગ્રહ વ્રતની પાંચ ભાવનાઓ કહેલી છે. ૩૩. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી પવિત્ર જે આચરણ તેને શ્રેષ્ઠમુનિઓ સમ્યક્ચારિત્ર કહે છે. ૩૪. ઈર્યા સમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનનિક્ષેપણાસમિતિ, ને પારિઠાવણીઆ સમિતિ એ પાંચ સમિતિ, તથા ત્રણ યોગનો નિગ્રહ કરવાથી ત્રણ ગુપ્તિ થાય. ૩૫. સૂર્યના કિરણોથી સ્પર્શાએલા અને લોકો જ્યાંથી ચાલેલા હોય એવા માર્ગે જીવોની રક્ષા માટે જોઇને ચાલવું, ત સત્પુરૂષોએ ઈર્યાસમિતિ માનેલી છે. ૩૬. પાપરહિત સર્વ જીવોને હિતકારી

वाचंयमानां सा. भाषासमितिरुच्यते॥३७॥ द्विचत्वारिंशता भिक्षा-दोषैर्नित्यमदूषितम्। मुनिर्यदन्नमादत्ते, सैषणासमितिर्मता॥३८॥ आसनादीनि संवीक्ष्य, प्रतिलिख्य च यत्नतः। गृह्णीयान्निक्षिपेद्वा यत्सादानसमितिर्मता॥३९॥ कफमूत्रमलप्रायं, निर्जन्तुजगतीतले। यत्नाद्यदुत्सृजेत्साधुः, सोत्सर्गसमितिर्भवेत्॥४०॥ विमुक्तकल्पना-जालं, समत्वे सुप्रतिष्ठितम्। आत्मारामं मनस्तज्ज्ञैर्मनोगुप्तिरुदाहृता ॥४१॥ संज्ञादिपरिहारेण, यन्मौनस्यावलम्बनम्। वाग्वृत्तेः संवृतिर्वा या, सा वाग्गुप्तिरिहोच्यते॥४२॥उपसर्गप्रसंगेऽपि,कायोत्सर्गजुषो मुनेः। स्थिरीभावः शरीरस्य, कायगुप्तिर्निगद्यते॥४३॥शयनासन-निक्षेपादानचंक्रमणेषु च। स्थानेषु चेष्टानियमः,कायगुप्तिस्तु सापरा ॥ ४४ ॥ [ समितिगुप्तयः ] एताश्चारित्रगात्रस्य, जननात्परि-

અને પ્રમાણોપેત બોલવું તે મુનિઓને પ્રિય ભાષાસમિતિ કહેવાય છે. ૩૭. નિત્ય ભિક્ષાના બેંતાળીસદોષથી રહિત જે અન્ન મુનિ ગ્રહણ કરે તે એષણાસમિતિ માનેલી છે. ૩૮. આસન વિગેરે જોઇને તથા યત્નથી પુંજીને ગ્રહણ કરે અથવા મૂકે તે આદાનસમિતિ કહી છે. ૩૯. કફ મૂત્ર મળ અને તેના જેવી બીજી વસ્તુ નિર્જીવ ભૂમિ ઉપર સાધુ તજે તે ઉત્સર્ગસમિતિ કહેવાય. ૪૦. કલ્પના જાળથી રહિત, સમભાવમાં સારી રીતે સ્થિર આત્મારામને પામેલું મન તે તેના જાણનારાઓએ (જ્ઞાનીઓએ) મનોગુપ્તિ કહી છે. ૪૧. સંજ્ઞાદિનો ત્યાગ કરવાથી જે મૌન ગ્રહણ કરવું, અથવા વાણીની વૃત્તિને નિયમમાં રાખવી તે અહીં વચન ગુપ્તિ કહેવાય છે. ૪૨. કાયોત્સર્ગયુક્તમુનિને ઉપસર્ગના પ્રસંગે પણ શરીરનો સ્થીર ભાવ (નિશ્ચલતા) તે કાયગુપ્તિ કહેવાય છે. ૪૩ શયન, આસન, મૂકવું, લેવું અને જવું તથા રહેવામાં જે ચેષ્ટાનો નિયમ તે બીજી (રીતે) કાયગુપ્તિ છે. ૪૪

पालनात् । संशोधनाच्च साधूनां, मातरोऽष्टौ प्रकीर्तिताः ॥ ४५ ॥ सर्वात्मना यतीन्द्राणामेतच्चारित्रमीरितम् । यतिधर्मानुरक्तानां, देशतः स्यादगारिणाम् ॥ ४६ ॥ न्यायसंपन्नविभवः, शिष्टाचारप्रशंसकः । कुलशीलसमैः सार्धं, कृतोद्वाहोऽन्यगोत्रजैः ॥ ४७ ॥ पापभीरुः प्रसिद्धं च, देशाचारं समाचरन्। अवर्णवादी न क्वाऽपि, राजादिषु विशेषतः ॥४८॥ अनतिव्यक्तगुप्ते च, स्थाने सुप्रातिवेश्मिके। अनेकनिर्गमद्वारविवर्जितनिकेतनः ॥ ४९ ॥ कृतसंगः सदाचारैर्मातापित्रोश्च पूजकः । त्यजन्नुपप्लुतं स्थानमप्रवृत्तश्च गर्हिते ॥ ५० ॥ व्ययमायोचितं कुर्वन्, वेषं वित्तानुसारतः। अष्टभिर्धीगुणैर्युक्तः, शृण्वानो धर्ममन्वहम् ॥ ५१ ॥ अजीर्णे भोजनत्यागी, काले भोक्ता च सात्म्यतः। अन्योऽन्याप्रतिबन्धेन,

---

ચારિત્રના શરીરને ઉત્પન્ન કરવાથી, પાલન કરવાથી અને શોધન કરવાથી એ આઠને સાધુઓની માતાઓ કહેલી છે. ૪૫. એ (ઉપરોકત) સર્વાત્મપણે ચારિત્ર મુનિઓને કહ્યું છે, અને મુનિધર્મમાં અનુરક્ત એવા ગૃહસ્થોને તે દેશથી હોય.૪૬. ન્યાયથી દ્રવ્ય મેળવનાર ૧ શિષ્ટ આચારની પ્રશંસા કરનાર ૨ સમાન કુળશીળવાળા અન્ય ગોત્રવાળાની સાથે વિવાહ કરનાર.૩ ૪૭. પાપથી ડરનાર ૪ દેશના પ્રસિદ્ધ આચારને પાળનાર ૫ કદિપણ નિન્દા ન કરનાર, રાજા વિગેરેની વિશેષે કરી નિન્દા ન કરનાર.૬ ૪૮. અતિ પ્રગટ નહિ અને અતિ ગુપ્ત નહિ, તથા સારા પાડોશીવાળા સ્થાનમાં, ઘણા નીકળવાના દ્વાર રહિત એવા ઘરમાં રહેનાર.૭ ૪૯. સદાચારવાળાઓની સોબત કરનાર.૮ માતા પીતાની પૂજા કરનાર.૯ ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરનાર. ૧૦ અને નિન્દિત કાર્યમાં નહિ પ્રવર્તનાર. ૧૧. ૫૦. આવક પ્રમાણે ખર્ચ કરનાર,૧૨ દ્રવ્યને અનુસારે વેષ રાખનાર. ૧૩ બુદ્ધીના આઠ ગુણોએ યુકત ૧૪ અને નિરન્તર ધર્મ સાંભળનાર. ૧૫ ૫૧. અજીર્ણમાં ભોજન નહિ કરનાર.૧૬ યોગ્યકાળે શાન્તિથી

त्रिवर्गमपि साधयन् ॥ ५२ ॥ यथावदतिथौ साधौ, दीने च प्रतिपत्तिकृत् । सदानभिनिविष्टश्च, पक्षपाती गुणेषु च ॥ ५३ ॥ अदेशाकालयोश्चर्यां, त्यजन् जानन् बलाबलम्। वृत्तस्थज्ञानवृद्धानां, पूजकः पोष्यपोषकः ॥५४॥ दीर्घदर्शी विशेषज्ञः, कृतज्ञो लोकवल्लभः। सलज्जः सदयः सौम्यः, परोपकृतिकर्मठः॥५५॥ अन्तरङ्गारिषड्वर्ग-परिहारपरायणः। वशीकृतेन्द्रियग्रामो, गृही धर्माय कल्पते॥५६॥ [मार्गानुसारिगुणाः]

इति श्रीयोगशास्त्रे प्रथमप्रकाशस्य गूर्जरभाषायामनुवादः

## ॥ अथ द्वितीयः प्रकाशः ॥

सम्यक्त्वमूलानि पञ्चाणुव्रतानि गुणास्त्रयः। शिक्षापदानि चत्वारि, व्रतानि गृहमेधिनाम् ॥ १ ॥ या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः। धर्मे च धर्मधीः शुद्धा, सम्यक्त्वमिदमुच्यते ॥ २ ॥

જમનાર ૧૭. એક બીજાને હરકત ન આવે તેમ ત્રણે વર્ગને સાધનાર ૧૮. ૫૨. અતિથિ, સાધુ અને દીન જનની યથાયોગ્ય ભક્તિ કરનાર ૧૯. હમેશાં અભિનિવેશ રહિત ૨૦. અને ગુણોમાં પક્ષપાતી ૨૧. ૫૩. અયોગ્ય દેશકાળના આચારને ત્યાગનાર.૨૨ બળાબળને જાણનાર. ૨૩ વ્રતમાં સ્થિત જ્ઞાનવૃદ્ધોને પૂજનાર ૨૪. તથા પોષણ કરવા યોગ્ય (માતા પિતા પુત્રાદિ)નું પોષણ કરનાર. ૨૫. ૫૪. દીર્ઘદર્શી, ૨૬ વિશેષને જાણનાર,૨૭ કરેલા ગુણને જાણનાર,૨૮ લોકોને પ્રિય,૨૯ લજ્જાવાન્ ૩૦ દયાળુ, શાન્ત૩૧, પરોપકાર કરનાર.૩૨ ૫૫. અન્તરંગ છ(કામ ક્રોધ લોભ મદ માન હર્ષ)શત્રુના સમૂહને ત્યાગવામાં તત્પર,૩૩ અને ઇન્દ્રિયોના સમુદાયને વશ કરનાર ૩૪(જન)ગૃહસ્થ ધર્મને માટે (લાયક)મનાયછે.૫૬. ॥હવે બીજો પ્રકાશ॥ સમ્યકત્વ મૂળ પાંચ અણુવ્રત,ત્રણ ગુણુવ્રત, ચાર શિક્ષાવ્રત,ગ્રહસ્થોના એબાર વ્રતછે. ૧.દેવમાં જે સાચી દેવત્વની બુદ્ધિ, ગુરૂને વિષે જે સાચી ગુરૂપણાની બુદ્ધિ અને ધર્મમાં શુદ્ધ ધર્મની બુદ્ધી એ સમ્યકત્વ કહે-

अदेवे देवबुद्धिर्या,गुरुधीरगुरौ च या । अधर्मे धर्मबुद्धिश्च,मिथ्यात्वं तद्विपर्ययात् ॥ ३ ॥ सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजितः । यथास्थितार्थवादी च, देवोऽर्हन् परमेश्वरः ॥ ४॥ ध्यातव्योऽयमुपास्योऽयमयं शरणमिष्यताम्। अस्यैव प्रतिपत्तव्यं, शासनं चेतनाऽस्ति चेत् ॥ ५ ॥ ये स्त्रीशस्त्राक्षसूत्रादिरागाद्यङ्ककलङ्किताः। निग्रहानुग्रहपरास्ते देवाः स्युर्न मुक्तये ॥६॥ नाट्याट्टहाससङ्गीताद्युपप्लवविसंस्थुलाः। लंभयेयुः पदं शान्तं. प्रपन्नान् प्राणिनः कथम्? ॥७॥ [देवकुदेवस्वरूपं] महाव्रतधरा धीरा, भैक्षमात्रोपजीविनः । सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ॥८॥ सर्वाभिलाषिणः सर्वभोजिनः सपरिग्रहाः । अब्रह्मचारिणो मिथ्योपदेशा गुरवो न तु ॥९॥ परिग्रहारम्भमग्नास्तारयेयुः कथं परान्? । स्वयं दरिद्रो

---

વાય છે. ૨. દેવ ન હોય તેમાં દેવ બુદ્ધિ, અને ગુરૂ ન હોય તેમાં જે ગુરૂબુદ્ધિ તથા અધર્મમાં ધર્મ બુદ્ધિ, તે વિપરીત હોવાથી મિથ્યાત્વ છે. ૩. સર્વજ્ઞ, રાગાદિ દોષને જીતનાર, ત્રણેલોકથી પૂજીત, સત્ય અર્થને કહેનાર એવા અર્હન્ત પરમેશ્વર તે દેવછે. ૪ જો ચેતના હોય તો આ દેવજ ધ્યાન કરવા યોગ્ય છે, આ દેવનુંજ શરણુ ઈચ્છો અને આ દેવનીજ આજ્ઞા અંગીકાર કરો. ૫. જે દેવો સ્ત્રી શસ્ત્ર અક્ષસૂત્ર વિગેરે રાગના ચિન્હોથી કલંકિત છે અને લોકોને નુકશાન કરવામાં તત્પર છે તે દેવો મુક્તિને માટે થાય નહિ. ૬. નાટય, અટ્ટહાસ્ય અને સંગીત વિગેરે ઉપદ્રવોથી શિથિલ થએલા (દેવો) પોતાને આશ્રિત જીવોને કેવી રીતે શાન્ત પદ પમાડે? ૭. મહાવ્રત ધારણ કરનાર, ધીર, ભિક્ષા માત્રથીજ નિર્વાહ કરનાર, સામાયિકમાં સ્થીર, અને ધર્મોપદેશ આપનારાજ ગુરૂ માનેલા છે. ૮. સર્વ (વસ્તુ)ના અભિલાષિ, સર્વભક્ષણુ કરનાર, પરિગ્રહ યુક્ત, બ્રહ્મચર્ય રહિત અને મિથ્યા ઉપદેશ આપનારા ગુરૂ નજ કહેવાય. ૯. પરિગ્રહ અને આરંભમાં ડુબેલા (ગુરૂઓ) બીજાને

न परमीश्वरीकर्तुमीश्वरः ॥१०॥ [गुरुकुगुरुस्वरूपं] दुर्गतिप्रपतत्-
प्राणिधारणाद्धर्म उच्यते। संयमादिर्दशविधः, सर्वज्ञोक्तो विमुक्तये
॥११॥ अपौरुषेयं वचनमसंभवि भवेद्यदि। न प्रमाणं भवेद्वाचां,
ह्याप्ताधीना प्रमाणता॥१२॥मिथ्यादृष्टिभिराम्नातो, हिंसाद्यैःकलुषी-
कृतः।स धर्मइतिवित्तोऽपि,भवभ्रमणकारणम्॥१३॥[धर्मअधर्मस्वरूपं]
सरागोऽपि हि देवश्चेद्, गुरुरब्रह्मचार्यपि। कृपाहीनोऽपि धर्मः स्यात्कष्टं
नष्टं हहा जगत् ॥१४॥ शमसंवेगनिर्वेदानुकम्पास्तिक्यलक्षणैः ।
लक्षणैः पञ्चभिः सम्यक्,सम्यक्त्वमुपलक्ष्यते॥१५॥स्थैर्यं प्रभावना
भक्तिः,कौशलं जिनशासने। तीर्थसेवा च पञ्चास्य,भूषणानि प्रचक्षते
॥१६॥शङ्का कांक्षा विचिकित्सा,मिथ्यादृष्टिप्रशंसनम्। तत्संस्तवश्च
पंचापि, सम्यक्त्वं दूषयन्त्यमी॥१७॥[सम्यक्त्वं] विरतिः स्थूल-

---

કેવી રીતે તારી શકે ? કેમકે પોતે દરિદ્રિ બીજાને ધનવાન કરવાને શક્તિવાન ન થાય. ૧૦. દુર્ગતિમાં પડતા પ્રાણિનો બચાવ કરવાથી ધર્મ કહેવાય છે. તે સર્વજ્ઞે કહેલો સંયમાદિ દશ પ્રકારનો ધર્મ મુક્તિ અર્થે થાય છે. ૧૧. અપૌરૂષેય વચન હોયજ નહિ અને જો હોય તો તે પ્રમાણભૂત નહિ. કેમકે વાણીની પ્રમાણીકતા એ આપ્તપુરૂષને આધીન છે. ૧૨ મિથ્યાદૃષ્ટિયોએ પ્રવર્તાવેલો, ને હિંસાદિથી કલુષીત થએલો પણ "ધમ" છે એમ વિચારાય તે પણ સંસાર ભ્રમણનું કારણ છે. ૧૩. સરાગી પણ જો દેવ મનાય, અને બ્રહ્મચર્ય વિનાના પણ ગુરૂ કહેવાય, તથા દયા રહિત પણ ધર્મ હોય તો અરેરે ! આ જગત નાશ પામ્યું સમજવું. ૧૪. શમ, સંવેગ, નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિકયરૂપ પાંચ લક્ષણો-થી સમકિત સારી રીતે જાણી શકાય છે. ૧૫. સ્થીરતા, તીર્થની પ્રભાવના, ભક્તિ, જૈનશાશનમાં કુશળતા અને તીર્થની સેવા. એ પાંચ આ સમકિતના ભૂષણો કહેવાય છે. ૧૬. શંકા, કાંક્ષા, વિચિકિત્સા, મિથ્યાદૃષ્ટિની પ્રસંસા અને તેમનો અતિપરિચય આ પાંચે સમકિતને દૂષણ લગાડે છે. ૧૭.

हिंसादेर्द्विविधत्रिविधादिना । अहिंसादीनि पञ्चाणुव्रतानि जगदुर्जिनाः ॥ १८ ॥ पङ्गुकुष्ठिकुणित्वादि, दृष्ट्वा हिंसाफलं सुधीः । निरागस्त्रसजन्तूनां, हिंसां संकल्पतस्त्यजेत् ॥ १९ ॥ आत्मवत्सर्वभूतेषु, सुखदुःखे प्रियाप्रिये । चिन्तयन्नात्मनोऽनिष्टां, हिंसामन्यस्य नाचेरत् ॥ २०॥ निरर्थिकां न कुर्वीत, जीवेषु स्थावरेष्वपि । हिंसामहिंसाधर्मज्ञः काङ्क्षन्मोक्षमुपासकः ॥२१॥ प्राणी प्राणितलोभेन, यो राज्यमपि मुञ्चति। तद्वधोत्थमघं सर्वोर्वीदानेऽपि न शाम्यति ॥२२॥ वने निरपराधानां, वायुतोयतृणाशिनाम् । निघ्नन् मृगाणां मांसार्थी, विशेष्येत कथं शुनः?॥ २३॥ दीर्यमाणः कुशेनापि, यः स्वाङ्गे हन्त दूयते। निर्मन्तून् स कथं जन्तूनंतयेन्निशितायुधैः? ॥२४॥ निर्मातुं क्रूरकर्माणः,

---

સ્થૂલ હિંસાઆદિની દ્વિવિધ ત્રિવિધે વિરતિ કરવી તેને જિનેશ્વરોએ અહિંસા વિગેરે પાંચ અણુવ્રતો કહ્યા છે. ૧૮. બુદ્ધીમાન પુરૂષે પાંગળાપણું, કોઢીયાપણું અને ઠુંઠાપણું, એ હિંસાનું ફળ જોઇને નિરપરાધી ત્રસજીવોની હિંસા સંકલ્પથી તજીદેવી. ૧૯. પોતાની પેઠે સર્વજીવોને સુખ પ્રિય ને દુઃખ અપ્રિય છે એમ વિચારતો પોતાને અનિષ્ઠ એવી હિંસા બીજાની કદિપણ ન કરે ૨૦. મોક્ષને ઇચ્છનાર, અહિંસાધર્મને જાણનાર શ્રાવકે સ્થાવર જીવોની પણ નિરર્થક હિંસા ન કરવી. ૨૨. જે પ્રાણિ જીવનના લોભથી રાજયને પણ મૂકિ દે છે. તે પ્રાણીને મારવાથી ઉત્પન્ન થએલું પાપ આખી પૃથ્વીનું દાન આપવાથી પણ શાન્ત થતું નથી. ૨૩. વનમાં વાયુ, પાણી અને ઘાસ ખાનાર નિરપરાધી મૃગોને મારનાર માંસાર્થી કુતરાથી વિશેષ કેમ કહી શકાય ? ૨૩. ડાભના અગ્રભાગ વડે પણ જે પોતાના શરીરે દુખાય છે. અરે ! તે નિરપરાધી જીવોને તીક્ષ્ણ આયુધોથી કેમ નાશ કરતા હશે ? ૨૪. ક્રૂર કર્મ

क्षणिकामात्मनो धृतिम् । समापयन्ति सकलं, जन्मान्यस्य शरीरिणः ॥२५॥ म्रियस्वेत्युच्यमानोऽपि, देही भवति दुःखितः । मार्यमाणः प्रहरणैर्दारुणैः स कथं भवेत् ? ॥२६॥ श्रूयते प्राणिघातेन, रौद्रध्यानपरायणौ । सुभूमो ब्रह्मदत्तश्च, सप्तमं नरकं गतौ ॥२७॥ कुणिर्वरं वरं पङ्गुरशरीरी वरं पुमान् । अपि संपूर्णसर्वाङ्गो, न तु हिंसापरायणः॥२८॥हिंसा विघ्नाय जायेत, विघ्नशान्त्यै कृतापि हि। कुलाचारधियाप्येषा,कृता कुलविनाशिनी॥ २९॥अपि वंशक्रमायातां, यस्तु हिंसां परित्यजेत् ।स श्रेष्ठःसुलस इव,कालसौकरिकात्मजः॥३०॥ दमो देवगुरूपास्तिर्दानमध्ययनं तपः । सर्वमप्येतदफलं, हिंसां चेन्न परित्यजेत् ॥ ३१ ॥ विश्वस्तो मुग्धधीर्लोकः, पात्यते नरकावनौ । अहो नृशंसैर्लोभान्धैर्हिंसाशास्त्रोपदेशकैः ॥३२॥ यज्ञार्थं पशवःसृष्टा,

---

કરનારાઓ પોતાને ક્ષણિક તૃપ્તિકરવાને બીજા પ્રાણિઓના સમસ્ત જન્મનો નાશકરે છે. ૨૫. તું મરી જા એમ કહેવાથી પણ પ્રાણિ દુઃખી થાય છે તો ભયંકર શસ્ત્રોથી મારતાં તે પ્રાણિને કેમ દુઃખ ન થાય. ? ૨૬. સંભળાય છે કે પ્રાણિના ઘાતથી રૌદ્રધ્યાનમાં તત્પર સુભૂમ અને બ્રહ્મદત્ત ચક્રવર્ત્તિઓ સાતમી નરકે ગયા. ૨૭. પુરૂષ ઠુંઠો સારો, પાંગળો સારો અને ખરાબ શરીરવાળો પણ સારો; પરન્તુ સંપૂર્ણ સારા અંગવાળો હિંસા પરાયણ હોય તે સારો નહિ. ૨૮. વિઘ્નની શાન્તિ માટે કરેલી હિંસા પણ વિઘ્નને માટેજ થાય છે; તથા કુળાચારની બુદ્ધિથી પણ કરેલી હિંસા કુળનો નાશ કરનારી થાય છે. ૨૯. વંશ પરંપરાથી આવેલી હિંસાને પણ જે તજી દે છે તે કાળસૌકરિકના પુત્ર સુલસની પેઠે ઉત્તમ છે. ૩૦. ઇન્દ્રિયદમન, દેવગુરૂનીપુજા, દાન, અધ્યયન અને તપ એ સર્વ જો હિંસાનો ત્યાગ ન કરે તો નિષ્ફળ છે. ૩૧. અરેરે! વિશ્વાસ પામેલા મુગ્ધબુદ્ધીવાળા જનોને લોકમાં, નિર્દય અને લોભથી અન્ધ થએલા હિંસકશાસ્ત્રનો ઉપદેશ

स्वयमेव स्वयंभुवा । यज्ञोऽस्य भूत्यै सर्वस्य, तस्माद्यज्ञे वधोऽवधः ॥ ३३ ॥ औषध्यः पशवो वृक्षास्तिर्यञ्चः पक्षिणस्तथा । यज्ञार्थं निधनं प्राप्ताः, प्राप्नुवन्त्युच्छ्रितिं पुनः ॥३४॥ मधुपर्के च यज्ञे च, पितृदैवतकर्मणि । अत्रैव पशवो हिंस्या,नान्यत्रेत्यब्रवीन् मनुः ॥३५॥ एष्वर्थेषु पशून् हिंसन्, वेदतत्त्वार्थविद् द्विजः । आत्मानं च पशूंश्चैव, गमयत्युत्तमां गतिम् ॥३६॥ ये चक्रुः क्रूरकर्माणः, शास्त्रं हिंसोपदेशकम् । क्व ते यास्यन्ति नरके ?, नास्तिकेभ्योऽपि नास्तिकाः ॥३७॥ वरं वराकश्चार्वाको, योऽसौ प्रकटनास्तिकः। वेदोक्तितापसच्छद्मच्छन्नं रक्षो न जैमिनिः॥३८॥देवोपहारव्याजेन, यज्ञव्याजेन येऽथवा । घ्नन्ति जंतून् गतघृणा, घोरां ते यान्ति दुर्गतिम् ॥३९॥ शमशीलदयामूलं, हित्वा धर्मं जगद्धितम् । अहो

---

કરનારા નરક પૃથ્વીમાં પાડે છે. ૩૨. બ્રહ્માએ પોતેજ પશુઓ યજ્ઞને માટે બનાવ્યાં છે. યજ્ઞ આ સર્વની આબાદી માટે છે, તેથી યજ્ઞમાં જે વધ છે તે વધ નથી. ૩૩. ઔષધિઓ, પંશુઓ, વૃક્ષો, તિર્યંચો અને પક્ષીઓ યજ્ઞને માટે નાશ પામ્યા હોય તો તે ફરીથી ઉંચપણું પામે છે. ૩૪. મધુપર્કમાં, યજ્ઞમાં, પિતૃ અને દેવ કાર્યમાં, આટલા સ્થાને જ પશુઓ મારવા બીજે નહિ એમ મનુ કહે છે. ૩૫. એ ઉપર કહેલા કાર્યોમાં પશુઓને મારનાર વેદના તત્ત્વાર્થને જાણનાર બ્રાહ્મણ પોતાને તથા પશુઓને ઉત્તમ ગતિએ પહોંચાડે છે. ૩૬. જે ક્રૂરકર્મ કરનારાઓ હિંસાના ઉપદેશ વાળું શાસ્ત્ર રચે છે તે નાસ્તિકોથી પણ નાસ્તિક કઇ નરકમાં જશે. ? ૩૭. બિચારો ચાર્વાક સારો છે કે જે પ્રગટ નાસ્તિક છે (પણ) વેદના વચનો બોલતો તાપસના મીશથી ગુપ્ત રાક્ષસ જેવો જૈમિની સારો નથી. ૩૮. દેવોને બળિદાન આપવાના બાનાથી અથવા યજ્ઞના બાનાથી જેઓ નિર્દય થઇ જીવોને મારે છે તેઓ ઘોર દુર્ગતિમાં જાય છે. ૩૯.

हिंसाऽपि धर्माय, जगदे मन्दबुद्धिभिः ॥४०॥ हविर्यच्चिररात्राय, यच्चानन्त्याय कल्पते। पितृभ्यो विधिवद्दत्तं, तत्प्रवक्ष्याम्यशेषतः ॥४१॥ तिलैर्व्रीहियवैर्माषैरद्भिर्मूलफलेन वा। दत्तेन मासं प्रीयन्ते, विधिवत्पितरो नृणाम् ॥ ४२ ॥ द्वौ मासौ मत्स्यमांसेन, त्रीन्मासान् हारिणेन तु। औरभ्रेणाथ चतुरः, शाकुनेनेह पञ्च तु॥४३॥ षण्मासांश्छागमांसेन, पार्षतेनेह सप्त वै । अष्टावेणस्य मांसेन, रौरवेण नवैव तु॥४४॥ दशमासांस्तु तृप्यन्ति, वराहमहिषामिषैः। शशकूर्मयोस्तु मांसेन, मासानेकादशैव तु ॥ ४५ ॥ संवत्सरं तु गव्येन, पयसा पायसेन तु। वार्ध्रीणसस्य मांसेन, तृप्तिर्द्वादशवार्षिकी ॥ ४६ ॥ इति स्मृत्यनुसारेण, पितृणां तर्पणाय या। मूढैर्विधीयते हिंसा, सापि दुर्गतिहेतवे ॥ ४७ ॥ यो भूतेष्वभयं

---

શમ, શીલ, દયામૂળવાળા અને જગત્‌ને હિતકારી એવા ધર્મને તજીને અરેરે! મન્દબુદ્ધિવાળાઓએ હિંસા પણ ધર્મને માટે કહી છે. ૪૦. પિતૃઓને વિધિપ્રમાણે આપેલું હવિ લાંબા કાળ માટે અને અનન્ત માટે મનાય છે એ સવ હું કહું છું. ૪૧. તલ, ડાંગર, યવ, અડદ, પાણી, મૂળ અને ફળ વિધિપ્રમાણે આપવાથી મનુષ્યોના પિતૃઓ એક મહીના સુધી તૃપ્ત થાય છે. ૪૨. મત્સ્યના માંસથી બે માસ સુધી, હરણના માંસથી ત્રણ માસ સુધી, બકરાના માંસથી ચાર માસ સુધી અને પક્ષીના માંસથી પાંચ માસ સુધી, (તૃપ્ત થાય છે.) ૪૩. ઘેટાના માંસથી છ મહીના સુધી, પાર્ષતના માંસથી સાત મહીના સુધી, એણુ (હરિણ)ના માંસથી આઠ મહીના સુધી અને રૈરવના માંસથી નવ મહીના સુધી ૪૪. ભુંડ અને પાડાના માંસથી દસ મહીના સુધી, સસલા અને કાચબાના માંસથી અગીઆર મહીના સુધી (તૃપ્ત થાય છે.) ૪૫. ગાયના દૂધ અને ક્ષીરથી એક વરસ સુધી, તથા ઘરડા બકરાના માંસથી બાર વરસ સુધીની તૃપ્ત થાય છે. ૪૬. એ પ્રમાણે સ્મૃતિને અનુસારે પિતૃઓની તૃપ્તિને માટે મૂર્ખા-

दद्याद्, भूतेभ्यस्तस्य नो भयम्।यादृग् वितीर्यते दानं,तादृगासाद्यते फलम् ॥४८॥ कोदण्डदण्डचक्रासिशूलशक्तिधराः सुराः। हिंसका अपि हा कष्टं, पूज्यन्ते देवताधिया॥४९॥मातेव सर्वभूतानामहिंसा हितकारिणी। अहिंसैव हि संसारमरावमृतसारणिः ॥ ५० ॥ अहिंसा दुःखदावाग्निप्रावृषेण्यघनावली। भवभ्रमिरुगार्त्तानामहिंसा परमौषधिः ॥ ५१ ॥ दीर्घमायुः परं रूपमारोग्यं श्लाघनीयता। अहिंसायाः फलं सर्वं, किमन्यत्कामदैव सा ॥५२॥ इति अहिंसा-स्वरूपम्॥मन्मनत्वं काहलत्वं,मूकत्वं मुखरोगिताम्। वीक्ष्यासत्यफलं कन्यालीकाद्यसत्यमुत्सृजेत् ॥५३॥कन्यागोभूम्यलीकानि, न्यासापहरणं तथा। कूटसाक्ष्यं च पञ्चेति, स्थूलासत्यान्यकीर्तयन्॥५४॥

---

ओ जे हिंसा करे छे ते पण दुर्गति माटेज थाय छे. ४७. जे जीवोने विषे अभयदान आपेछे तेने जीवो तरफथी भय थतो नथी. केमके जेवुं दान अपायछे. तेवुं फळ मेळवायछे. ४८. धनुष्य, दंड, चक्र, तरवार त्रिशूळ अने शक्ति प्रहरणने धारण करनारा हिंसक देवो पण अरेरे! देव बुद्धीथी पूजायछे. ४९. मातानी पेठे सर्व जीवोनुं हित-करनारी अहिंसाछे अने अहिंसा ज संसार रुपी मरु-भूमिमां अमृतनी नीक समान छे. ५०. दुःख रुपी दावाग्नि समाववाने अहिंसा वर्षाऋतुना मेघनी पंक्ति समान छे अने भवभ्रमण रुप रोगथी पीडाएलाने अहिंसा उत्तम औषधि रुप छे. ५१. दीर्घ आयुष्य, सुंदर रुप, आरोग्यता, अने प्रशंस्यपणुं ए सर्व अहिंसानुं फळ छे. विशेष शुं कहेवुं? ते अहिंसा सर्व इच्छित आपनारछे. ५२. मन्मन-पणुं, काहलापणुं मुंगापणुं अने मुखमां रोग ए (सर्व) असत्यनुं फळ जोइने कन्याअलिक वीगेरे असत्यनो त्याग करवो, ५३. कन्याअलीक, गाय संबंधी अलीक, भूमी संबंधी अलीक, थापण ओळववी तथा जुठी साक्षी आपवी. आ पांच मोटा असत्यो कह्यां छे. ५४. सर्व लोकथी

सर्वलोकविरुद्धं यद्यद्विश्वसितघातकम् । यद्विपक्षश्च पुण्यस्य, न वदेत्तदसूनृतम् ॥ ५५ ॥ असत्यतो लघीयस्त्वमसत्याद्वचनीयता । अधोगतिरसत्याच्च, तदसत्यं परित्यजेत् ॥५६॥ असत्यवचनं प्राज्ञः, प्रमादेनापि नो वदेत् । श्रेयांसि येन भज्यन्ते, वात्ययेव महाद्रुमाः ॥ ५७ ॥ असत्यवचनाद्वैरविषादाप्रत्ययादयः । प्रादुष्षन्ति न के दोषाः?, कुपथ्याद् व्याधयो यथा ॥५८॥ निगोदेष्वथ तिर्यक्षु,तथा नरकवासिषु । उत्पद्यन्ते मृषावादप्रसादेन शरीरिणः॥५९॥ ब्रूयाद् भियोपरोधाद्वा, नाऽसत्यं कालिकार्यवत् । यस्तु ब्रूते स नरकं, प्रयाति वसुराजवत् ॥६०॥ न सत्यमपि भाषेत, परपीडाकरं वचः। लोकेऽपि श्रूयते यस्मात्कौशिको नरकं गतः ॥ ६१ ॥ अल्पादपि मृषावादाद्, रौरवादिषु संभवः। अन्यथा वदतां जैनीं, वाचं त्वहह

---

વિરૂદ્ધ કરાવનારૂં વિશ્વાસનો ઘાત કરનારૂં તથા પુન્યનું પ્રતિપક્ષી અસત્ય છે. તે માટે તે ન બોલવું. ૫૫. અસત્યથી લઘુતા થાય, અસત્યથી નિન્દા થાય અને અસત્યથી અધોગતિ થાયછે તેથી અસત્યનો ત્યાગ કરવો. ૫૬. ડાહ્યા માણુસે પ્રમાદથી પણ અસત્ય વચન ન બોલવું (કેમકે) પ્રબળ વાયુથી જેમ મોટા વૃક્ષો ભાંગી જાય તેમ અસત્યથી કલ્યાણો નાશ પામેછે. ૫૭. જેમ કુપથ્ય (ખરાબ ભોજન) થી રોગો પેદા થાયછે. તેમ અસત્યથી વૈર, વિષાદ અવિશ્વાસ વિગેરે કયા દોષો ઉત્પન્ન નથી થતા! અર્થાત્ બધા દોષો ઉત્પન્ન થાયછે. ૫૮. મૃષાવાદના પ્રતાપથી જીવો નિગોદમાં, તિર્યંચમાં અને નરકાવાસમાં ઉત્પન્ન થાયછે. ૫૯. ભયથી અથવા આગ્રહથી પણ **કાલિકાચાર્ય**ની જેમ અસત્ય નજ બોલવું. અને જે બોલે છે તે **વસુરાજા**ની પેઠે નરકે જાય છે. ૬૦. સત્યવચન પણ બીજાને પીડા કરનારૂં હોય તો તે ન બોલવું. કેમકે) લોકમાં પણ સંભળાય છે કે તેવા સત્યથી **કૌશીક** નરકે ગયો. ૬૧. થોડા પણ મૃષાવાદથી(રૌરવાદી)નરકમાં ઉત્પત્તિ થાયછે, તો

का गतिः ? ॥६२॥ ज्ञानचारित्रयोर्मूलं, सत्यमेव वदन्ति ये। धात्री पवित्रीक्रियते, तेषां चरणरेणुभिः ॥ ६३ ॥ अलीकं ये न भाषन्ते, सत्यव्रतमहाधनाः। नापराद्धुमलं तेभ्यो, भूतप्रेतोरगादयः ॥६४॥ [इतिमृषावादविरमणं] दौर्भाग्यं प्रेष्यतां दास्यमङ्गच्छेदं दरिद्रताम्। अदत्तात्तफलं ज्ञात्वा, स्थूलस्तेयं विवर्जयेत् ॥६५॥ पतितं विस्मृतं नष्टं, स्थितं स्थापितमाहितम्। अदत्तं नाददीत स्वं, मुषितं सर्वमप्यदः ॥ ६६ ॥ अयं लोकः परो लोको, धर्मो धैर्यं धृतिर्मतिः। मुष्णता परकीयं स्वं, मुषितं सर्वमप्यदः ॥ ६७ ॥ एकस्यैकं क्षणं दुःखं, मार्यमाणस्य जायते। सपुत्रपौत्रस्य पुनर्यावज्जीवं हृते धने ॥६८॥ चौर्यपापद्रुमस्येह, वधबन्धादिकं फलम्। जायते परलोके तु, फलं नरकवेदना ॥६९ ॥ दिवसे वा रजन्यां वा, स्वप्ने च जागरेऽपि

---

અરેરે ! જિનવાણીને અન્યથા કહેતાં તો શી ગતિ થાય ? ૬૨. જ્ઞાન અને ચારિત્રના મૂળભૂત સત્યનેજ જેઓ બોલે છે તેઓના ચરણની રજથી પૃથ્વી પવિત્ર કરાય છે. ૬૩. સત્યવ્રતરૂપ મહાધનવાળા જે પુરૂષો જુઠું નથી બોલતા તેઓને ભૂત પ્રેત અને સર્પ વિગેરે દુઃખ આપવાને સમર્થ થતા નથી. ૬૪. દૌર્ભાગ્ય ગુલામગિરિ અંગનો છેદ અને દરિદ્રતા એ અદત્તાદાનના ફળ જાણીને સ્થૂલ અદત્તાદાનનો ત્યાગ કરવો. ૬૫. પડેલું, ભૂલાઈ ગએલું, કોઇએ લઈજવાયલું પડી રહેલું, થાપણ મૂકેલું અને દાટેલું. એ સર્વ નહિ આપેલું પારકું દ્રવ્ય લેવું તે ચોરી છે માટે તે બુદ્ધિમાને લેવું નહિ. ૬૬. પારકું દ્રવ્ય લેનારાએ પરના આ લોક પરલોક ધર્મ ધૈર્ય ધીરજ અને મતિ સર્વ ચોર્યું સમજવું. ૬૭. એક જીવને મારતાં તે જીવને એક ક્ષણવારજ દુઃખ થાય છે પરન્તુ ધનહરણ કરવામાં તો તેના પુત્રપૌત્રાદિ (સર્વને) જીવન પર્યન્ત દુઃખ થાય છે. ૬૮. ચોરી રૂપી પાપ વૃક્ષનાં આ લોકમાં વધ બંધન આદિ ફળ છે અને પરલોકમાં તો નરકની વેદના થાય એ ફળ છે. ૬૯. દિવસે અથવા રાત્રિએ, સ્વપ્નમાં અથવા

वा । सशल्य इव चौर्येण, नैति स्वास्थ्यं नरः क्वचित् ॥ ७० ॥ मित्रपुत्रकलत्राणि, भ्रातरः पितरोऽपि हि । संसजन्ति क्षणमपि, न म्लेच्छैरिव तस्करैः ॥७१॥ संबन्ध्यपि निगृह्येत, चौर्यान्मंडिकवन्नृपैः । चौरोऽपि त्यक्तचौर्यः स्यात्स्वर्गभाग्रौहिणेयवत् ॥ ७२ ॥ दूरे परस्य सर्वस्वमपहर्तुमुपक्रमः । उपाददीत नादत्तं, तृणमात्रमपि क्वचित् ॥ ७३ ॥ परार्थग्रहणे येषां, नियमः शुद्धचेतसाम् । अभ्यायान्ति श्रियस्तेषां, स्वयमेव स्वयंवराः ॥७४॥ अनर्था दूरतो यान्ति, साधुवादः प्रवर्तते । स्वर्गसौख्यानि ढौकन्ते, स्फुटमस्तेयचारिणाम् ॥७५॥ [इत्यदत्तादानविरमणं] षंढत्वमिन्द्रियच्छेदं, वीक्ष्याब्रह्मफलं सुधीः । भवेत्स्वदारसंतुष्टोऽन्यदारान् वा विवर्जयेत् ॥ ७६ ॥ रम्यमापातमात्रे यत्परिणामे तु दारुणम् । किंपाकफल-

જાગતાં પણ ચોરી કરનાર માણસ હૃદયમાં શલ્યવાળાની જેમ કદી પણ શાન્તિ પામતો નથી. ૭૦. જેમ મ્લેચ્છની સાથે તેમ ચોરી કરનાર ચોરોની સાથે મિત્ર પુત્ર સ્રી, ભાઈ અને પિતા પણ ક્ષણવાર પણ સંસર્ગ કરતા નથી. ૭૧. મંડિકની જેમ સંબંધી હોય તો પણ ચોરીથી રાજાઓ વડે નિગ્રહ કરાય છે, અને ચોર હોય તોપણ ચોરી તજી દેવાથી રૌહિણેયની જેમ સ્વર્ગ ભોગવનાર થાય છે. ૭૨. બીજાનું સર્વસ્વ હરણ કરવાનો પ્રયત્ન (તો) દૂર રહ્યો, પરન્તુ તૃણમાત્ર પણ નહિ આપેલું કદી લેવું નહિ. ૭૩. બીજાનું ધન ગ્રહણ કરવામાં શુદ્ધ ચિત્તવાળા જેમને નિયમ છે, તેમને સ્વયંવરાની પેઠે લક્ષ્મી સામી આવે છે. ૭૪. અસ્તેય વ્રત આચરનારાનાં દુઃખો દૂર જાય છે, યશ ફેલાય છે અને સ્વર્ગનાં સુખો આવી મળે છે. ૭૫. નપુંસકપણું અને ઈન્દ્રિયનો છેદ, (એ) અબ્રહ્મચર્યનું ફળ જોઈને ડાહ્યા માણસે પોતાની સ્રીમાં સંતોષ રાખવો અને પરસ્રીનો ત્યાગ કરવો ૭૬. જે જોવા માત્રથીજ રમણીય અને પરિણામે અતિ

संकाशं, तत्कः सेवेत मैथुनम् ?॥७७॥ कंपः स्वेदः श्रमो मूर्च्छा, भ्रमिर्ग्लानिर्बलक्षयः । राजयक्ष्मादिरोगाश्च, भवेयुर्मैथुनोत्थिताः ॥७८॥ योनियंत्रसमुत्पन्नाः, सुसूक्ष्मा जन्तुराशयः । पीड्यमाना विपद्यन्ते, यत्र तन्मैथुनं त्यजेत् ॥ ७९ ॥ रक्तजाः कृमयः सूक्ष्मा, मृदुमध्याधिशक्तयः । जन्मवर्त्मसु कंडूतिं, जनयन्ति तथाविधाम् ॥ ८० ॥ स्त्रीसंभोगेन यः कामज्वरं प्रतिचिकीर्षति । स हुताशं घृताहुत्या, विध्यापयितुमिच्छति ॥ ८१ ॥ वरं ज्वलदयस्तम्भपरिरंभो विधीयते । न पुनर्नरकद्वाररामाजघनसेवनम् ॥ ८२ ॥ सतामपि हि वामभ्रूर्ददाना हृदये पदम् । अभिरामं गुणग्रामं, निर्वासयाति निश्चितम् ॥ ८३ ॥। वंचकत्वं नृशंसत्वं, चञ्चलत्वं कुशीलता । इति नैसर्गिका दोषा, यांसा तासु

---

દારૂણ અને કિંપાક ફળના જેવા મૈથુનને કાણ સેવે. ? ૭૭. કંપ, પરશેવો, પરિશ્રમ, મૂર્છા, ચક્કર, ઉદાસીનતા, બળના ક્ષય, અને ક્ષય વિગેરે રોગો મૈથુનથી થાય છે. ૭૮. યોનિયંત્રમાં ઉત્પન્ન થએલી સૂક્ષ્મ જન્તુની રાશીઓ જેમાં પીલાવાથી નાશ પામે છે, તે મૈથુનના ત્યાગ કરવો. ૭૯. લોહીમાં ઉત્પન્ન થએલા કોમળ, મધ્યમ અને અધિક શક્તિવાળા સૂક્ષ્મ કીડાઓ જન્મ માર્ગમાં (યોનીમાં) તેવા પ્રકારની ચળ ઉત્પન્ન કરે છે. ૮૦. જે પુરૂષ કામજ્વરને સ્ત્રીના સંભોગથી મટાડવા ઈચ્છે છે તે પુરૂષ ઘીની આહુતીથી અગ્નિને ઓલવવા ઈચ્છે છે. ૮૧. તપાવેલા લોઢાના સ્તંભને આલિંગન કરાય તે સારૂં પણ નરકના દ્વાર જેવા સ્ત્રીનાં જઘનને સેવવું સારૂં નથી. ૮૨. સત્પુરૂષોના હૃદયમાં જો સ્ત્રી સ્થાન ગ્રહણ કરે તો નિશ્ચે મનોહર ગુણોના સમૂહ તેથી દૂર થાય છે. ૮૩. ઠગવાપણું, નિર્દયતા, ચંચળપણું અને કુશીલતા એ જેના સ્વભાવિક દોષો છે એવી સ્ત્રીઓમાં કોણ ક્રિડા કરે, ? ૮૪. અપાર સમુદ્રનો પાર પામવાને સમર્થ

रमेत कः ? ॥ ८४ ॥ प्राप्तुं पारमपारस्य, पारावारस्य पार्यते । स्त्रीणां प्रकृतिवक्राणां, दुश्चरित्रस्य नो पुनः ॥८५॥ नितंबिन्यः पतिं पुत्रं, पितरं भ्रातरं क्षणात् ॥ आरोपयन्त्यकार्येऽपि, दुर्वृत्ताः प्राणसंशये ॥ ८६ ॥ भवस्य बीजं नरकद्वारमार्गस्य दीपिका । शुचां कन्दः कलेर्मूलं, दुःखानां खनिरंगनाः ॥ ८७ ॥ मनस्यन्यद्वचस्यन्यत्क्रियायामन्यदेव हि । यासां साधारणस्त्रीणां, ताः कथं सुखहेतवः ? ॥ ८८ ॥ मांसमिश्रं सुराविश्रमनेकविटचुम्बितम् । को वेश्यावदनं चुम्बेदुच्छिष्टमिव भोजनम् ? ॥ ८९ ॥ अपि प्रदत्तसर्वस्वात्कामुकात् क्षीणसंपदः । वासोऽप्याच्छेत्तुमिच्छन्ति, गच्छतः पण्ययोषितः ॥ ९० ॥ न देवान्न गुरून्नापि, सुहृदो न च बांधवान् । असत्संगरतिर्नित्यं, वेश्यावश्यो हि मन्यते ॥९१॥ कुष्टिनोऽपि स्मरसमान्, पश्यन्तीं धनकांक्षया ।

---

થવાય, પણ સ્વભાવથીજ વક્રએવી સ્ત્રીઓના દુરાચરણનો પાર ન પામી શકાય. ૯૫. દુરાચરણવાળી સ્ત્રીઓ પતિને, પુત્રને, પિતાને અને ભાઇને ક્ષણવારમાં પ્રાણનો સંશય થાય એવા અકાર્યમાં નાંખે છે. ૮૬. સ્ત્રી એ સંસારનું બીજ છે, નરકદ્વારના માર્ગની દીવી છે, શોકનું મૂળ છે, કલેશનું મૂળ છે અને દુઃખોની ખાણ છે. ૭૭. જે સાધારણ સ્ત્રીઓ (વેશ્યાઓ) મનમાં અન્ય, વચનમાં અન્ય અને ક્રિયામાં વળી જુદાજ પુરૂષને ઇચ્છે છે એવી તે સ્ત્રીઓ કેવીરીતે સુખના હેતુભૂત થાય.? ૮૮. માંસથી મિશ્ર, દારૂથી દુર્ગંધિ અને અનેક જારપુરૂષોએ ચુંબીત, વેશ્યાના મુખને એંઠા ભોજનની જેમ કોણ ચુંબન કરે. ૮૯. અરે સર્વ ધન આપવાથી નિર્ધન થએલા અને ચાલી જતા જારપુરૂષ પાસે વેશ્યાઓ વસ્ત્ર પણ ખેંચી લેવાને ઇચ્છે છે. ૯૦. વેશ્યાને વશ થએલો પુરૂષ, દેવ, ગુરૂ, મિત્ર અને બાંધવોની સંગતિપણ ઇચ્છતો નથી; પણ હમેશાં ખરાબ સોબતમાંજ આનંદ માને છે. ૯૧. દ્રવ્યની

तन्वतीं कृत्रिमस्नेहां, निःस्नेहां गणिकां त्यजेत् ॥ ९२ ॥ नासक्त्या सेवनीया हि, स्वदारा अप्युपासकैः। आकरः सर्वपापानां, किं पुनः परयोषितः ? ॥ ९३ ॥ स्वपतिं या परित्यज्य, निस्त्रपोपपतिं भजेत्। तस्यां क्षणिकचित्तायां, विश्रम्भः कोऽन्ययोषिति? ॥ ९४ ॥ भीरोराकुलचित्तस्य, दुःस्थितस्य परस्त्रियाम् । रतिर्न युज्यते कर्तुमुपशूनं पशोरिव ॥ ९५ ॥ प्राणसंदेहजननं, परमं वैरकारणम् । लोकद्वयविरुद्धं च, परस्त्रीगमनं त्यजेत् ॥ ९६ ॥ सर्वस्वहरणं बन्धं, शरीरावयवच्छिदाम् । मृतश्च नरकं घोरं, लभते पारदारिकः॥९७॥स्वदाररक्षणे यत्नं, विदधानो निरन्तरम्। जानन्नपि जनो दुःखं, परदारान् कथं व्रजेत् ? ॥९८॥ विक्रमाक्रान्तविश्वोऽपि, परस्त्रीषु रिरंसया । कृत्वा कुलक्षयं प्राप, नरकं

---

ઇચ્છાથી કોઢીઆઓને પણુ કામદેવ જેવા જોનારી, કૃત્રિમ સ્નેહને વિસ્તારનારી એવી સ્નેહરહિત ગણિકાને તજી દેવી. ૯૨. પોતાની સ્ત્રીઓને પણ આસક્તિથી શ્રાવકોએ સેવવી નહિ તો પછી સર્વ પાપોની ખાણુ સમાન પરસ્ત્રીનું શું કહેવું. ૯૩. પોતાના સ્વામીને તજી જે સ્ત્રી લજ્જા રહિત થઈ અન્ય પતિને ઇચ્છે છે એવી તે ક્ષણિક ચિત્તવાળી પરનારીમાં શો વિશ્વાસ.? ૯૪. કુતરી પાસે જનાર કુતરાની જેમ બીકણ, આકુળ ચિત્તવાળા અને અયોગ્ય ભૂમિએ રહેલા પશુને કસાઈખાનામાં રતિ ન થાય તેમ પુરૂષને પરસ્ત્રી ઉપર પ્રીતિ કરવી યોગ્ય નથી. ૯૫. પ્રાણુનો સંદેહ ઉત્પન્ન કરનાર, અત્યન્ત વૈરનું કારણુ અને બંને લોકમાં વિરૂદ્ધ એવું પરસ્ત્રી ગમન તજી દેવું.૯૬. પર સ્ત્રીગમન કરનાર, સર્વસ્વહરણુ, બન્ધન, શરીરના અવયવોનું છેદન પામે છે અને મરણુ બાદ ઘોર નરક પામે છે. ૯૭. પોતાની સ્ત્રીનું રક્ષણુ કરવામાં નિરન્તર યત્ન કરનાર, દુઃખને જાણુનાર માણુસ કેમ પરદારા પાસે જાય.? ૯૮. પરાક્રમથી વિશ્વાસને તાબે કરનાર રાવણુ પણુ પરસ્ત્રીમાં ઇચ્છા કર-

दशकन्धरः ॥ ९९ ॥ लावण्यपुण्यावयवां, पदं सौन्दर्यसंपदः ।
कलाकलापकुशलामपि जह्यात् परस्त्रियम् ॥ १०० ॥ अकलङ्क-
मनोवृत्तेः, परस्त्रीसन्निधावपि । सुदर्शनस्य किं ब्रूमः, सुदर्शनस-
मुन्नतेः ? ॥१०१॥ ऐश्वर्यराजराजोऽपि, रूपमीनध्वजोऽपि च ।
सीतया रावण इव, त्याज्यो नार्या नरः परः ॥ १०२ ॥ नपुंस-
कत्वं तिर्यक्त्वं, दौर्भाग्यं च भवे भवे । भवेन्नराणां स्त्रीणां चान्य-
कान्तासक्तचेतसाम् ॥ १०३ ॥ प्राणभूतं चारित्रस्य, परब्रह्मैक-
कारणम् । समाचरन् ब्रह्मचर्यं, पूजितैरपि पूज्यते ॥१०४॥ चि-
रायुषः सुसंस्थाना, दृढसंहनना नराः । तेजस्विनो महावीर्या, भवे-
युर्ब्रह्मचर्यतः ॥१०५॥(इति ब्रह्मचर्यम्)। असन्तोषमविश्वासमारंभ-
दुःखकारणम् । मत्वा मूर्छाफलं कुर्यात्परिग्रहनियन्त्रणम् ॥१०६॥

---

વાથી કુલનો ક્ષય કરીને નરક પામ્યો. ૯૯. લાવણ્યથી પવિત્ર અવયવોવાળી, સૌન્દર્યની સંપત્તિના સ્થાન રૂપ અને કળાઓના સમુદાયમાં કુશળ એવી પણ પરસ્ત્રીનો ત્યાગ કરવો. ૧૦૦. પરસ્ત્રીની સમીપમાં પણ નિષ્કલંક મનોવૃત્તિ-વાળા અને સારી રીતે દર્શનની ઉન્નતિ કરનાર સુદર્શન શેઠની અમે કેટલી સ્તુતિ કરીએ. ? ૧૦૧. સંપત્તિમાં રાજાનો રાજા હોય અને રૂપમાં કામદેવ જેવો હોય તો પણ સીતાએ જેમ રાવણને તજ્યો તેમ સ્ત્રીઓએ પરપુરૂષ તજી દેવો. ૧૦૨. અન્ય સ્ત્રી અને પુરૂષમાં આસક્ત ચિત્તવાળા પુરૂષો અને સ્ત્રીઓને જન્મો જન્મમાં નપુંસકપણું, તિર્યંચપણું અને દુર્ભાગ્યપણું થાય છે. ૧૦૩. ચરિત્રના જીવન ભૂત અને મોક્ષનું એક કારણ એવા બ્રહ્મચર્યને આચરનાર ઇંદ્રોથી પણ પૂજાય છે. ૧૦૪. બ્રહ્મચર્યથી લાંબા આયુષવાળા, સારી આકૃતિવાળા, દૃઢ સંઘયણવાળા, તેજસ્વી અને મહા બળવાન મનુષ્યો થાય છે. ૧૦૫. દુઃખના કારણ ભૂત આરંભ, અસંતોષ, અવિશ્વાસ અને મૂર્છાનું ફળ જાણીને પરિગ્રહનો નિયમ કરવો. ૧૦૬. જેમ

परिग्रहमहत्त्वाद्धि, मज्जत्येव भवांबुधौ । महापोत इव प्राणी, त्यजत्तस्मात्परिग्रहम् ॥१०७॥ त्रसरेणुसमोऽप्यत्र, न गुणः कोऽपि विद्यते । दोषास्तु पर्वतस्थूलाः, प्रादुष्षन्ति परिग्रहे ॥१०८॥ संगाद्भवन्त्यसन्तोऽपि, रागद्वेषादयो द्विषः। मुनेरपि चलेच्चेतो, यत्तेनान्दोलितात्मनः ॥१०९॥ संसारमूलमारंभास्तेषां हेतुः परिग्रहः।तस्मादुपासकः कुर्यादल्पमल्पं परिग्रहं ॥११०॥ मुष्णन्ति विषयस्तेना, दहति स्मरपावकः। रुन्धन्ति वनिता व्याधाः, संगैरंगीकृतं नरम् ॥१११॥ तृप्तो न पुत्रैः सगरः, कुचिकर्णो न गोधनैः। न धान्यैस्तिलकः श्रेष्ठी, न नन्दः कनकोत्करैः ॥११२॥ तपःश्रुतपरीवारां, शमसाम्राज्यसंपदम् । परिग्रहग्रहग्रस्तास्त्यजेयुर्योगिनोऽपि हि ॥११३॥ असन्तोषवतः सौख्यं, न शक्रस्य न चक्रिणः । जन्तोः

---

મોટું વહાણ (ઘણા ભારથી) ડુબી જાય છે, તેમ અતિશય પરિગ્રહથી પ્રાણી સંસાર સમુદ્રમાં ડુબે છેજ. માટે પરિગ્રહનો ત્યાગ કરવો. ૧૦૮. પરિગ્રહમાં ત્રસરેણું જેટલો પણ કોઇ ગુણ નથી પરન્તુ પર્વત જેટલા મોટા દોષો ઉત્પન્ન થાય છે. ૧૦૮. પરિગ્રહથી અછતા એવા રાગદ્વેષ વિગેરે શત્રુઓ ઉત્પન્ન થાય છે અને પરિગ્રહથી આન્દોલિત આત્માવાળા મુનિનું ચિત્ત પણ ચળી જાય છે. ૧૦૯. સંસારનું મૂળ આરંભો છે અને તે (આરંભો) નો હેતુ પરિગ્રહ છે. માટે શ્રાવકે ઓછો ઓછો પરિગ્રહ કરવો. ૧૧૦. પરિગ્રહ અંગીકાર કરનાર પુરૂષને વિષયરૂપી ચોરો લુંટે છે, કામરૂપી અગ્નિ બાળે છે અને સ્રીરૂપી પારધીઓ રોકી રાખે છે. ૧૧૧. સગર (ચક્રવર્તિ) પુત્રોથી, કુચિકર્ણ ગાયોના ધણથી, તિલકશેઠ ધાન્યથી અને નન્દરાજા સુવર્ણના ઢગલાથી તૃપ્ત ન થયો. ૧૧૨. પરિગ્રહ રૂપી ગ્રહથી ગ્રસ્ત થએલા યોગિયો પણ તપ અને શ્રુત રૂપ પરિવાર વાળી શમ સામ્રાજ્યની સંપત્તિને તજી દેછે. ૧૧૩. સંતોષ વિનાના ઈન્દ્ર અને ચક્રવર્તિને

सन्तोषभाजो यदभयस्येव जायते ॥११४॥ सन्निधौ निधयस्तस्य, कामगव्यनुगामिनी। अमराः किंकरायन्ते, सन्तोषो यस्य भूषणम् ॥ ११५ ॥ ( [illegible] )

इति श्रीहेमचंद्राचार्यविरचितयोगशास्त्रस्य द्वितीयप्रकाशस्य गूर्जरगिरायां अनुवादः ॥



## ॥ तृतीयः प्रकाशः ॥

दशस्वपि कृता दिक्षु, यत्र सीमा न लंघ्यते। ख्यातं दिग्विरतिरिति, प्रथमं तद् गुणव्रतम् ॥१॥ चराचराणां जीवानां, विमर्दननिवर्तनात्। तप्तायोगोलकल्पस्य, सद्व्रतं गृहिणोऽप्यदः ॥२॥ जगदाक्रममाणस्य, प्रसरल्लोभवारिधेः। स्खलनं विदधे तेन, येन दिग्विरतिः कृता ॥३॥ [दिग्विरतिः]॥ भोगोपभोगयोः संख्या, शक्त्या यत्र विधीयते। भोगोपभोगमानं तद्, द्वैतीयिकं गुणव्रतम्॥४॥

---

તેવું સુખ નથી હોતું કે જેવું સુખ અભયકુમારની જેમ સંતોષવાળા જીવને હોય છે. ૧૧૪. સંતોષ જેનું ભૂષણ છે તેને નિધિઓ સમીપમાં હોય છે, કામધેનુ તેની પાછળ ચાલે છે અને દેવો નોકર થાય છે. ૧૧૫.

જેમાં દસે દિશામાં કરેલી મર્યાદા ન ઉલ્લંઘાય તે દિગ્વિરતિનામે પહેલું ગુણવ્રત કહેલું છે. ૧. ત્રસ અને સ્થાવરજીવોના વિમર્દનના નિવર્તનથી, તપાવેલા લોઢાના ગોળાસમાન ગૃહસ્થો છે તોપણ આ વ્રત ઉત્તમ છે. ૨. જેણે દિગ્વિરતિ કરી છે તેણે જગતને આક્રમણ કરનાર અને પસાર પામતા લોભરૂપી સમુદ્રને અટકાવ્યો છે. ૩. જ્યાં ભોગ અને ઉપભોગની શક્તિને અનુસારે સંખ્યા કરાય છે તે ભોગોપભોગ પરિમાણનામે બીજું ગુણવ્રત છે. ૪. જે અન્ન

सकृदेव भुज्यते यः, स भोगोऽन्नस्रगादिकः । पुनः पुनः पुनर्भोग्य, उपभोगोऽङ्गनादिकः॥५॥ मद्यं मांसं नवनीतं, मधूदुम्बरपञ्चकम् । अनन्तकायमज्ञातफलं रात्रौ च भोजनम् ॥ ६ ॥ आमगोरससंपृक्तं, द्विदलं पुष्पितौदनम् ।दध्यहर्द्वितयातीतं, कुथितान्नं च वर्जयेत् ॥७॥ मदिरापानमात्रेण, बुद्धिर्नश्यति दूरतः । वैदग्धीबन्धुरस्यापि, दौर्भाग्येणेव कामिनी ॥८॥ पापाः कादम्बरीपानविवशीकृतचेतसः । जननीं हा प्रियीयन्ति, जननीयन्ति च प्रियाम् ॥९॥ न जानाति परं स्वं वा,मद्याच्चलितचेतनः । स्वामीयति वराकः स्वं, स्वामिनं किंकरीयति ॥१०॥ मद्यपस्य शवस्येव, लुठितस्य चतुष्पथे। मूत्रयन्ति मुखे श्वानो, व्यात्त विवरशङ्कया ॥११॥ मद्यपानरसे मग्नो, नग्नः स्वपिति चत्वरे । गूढं च स्वमभिप्रायं, प्रका-

પુષ્પમાળા વિગેરે એકવાર ભોગવાય તે ભોગ, અને સ્ત્રી વિગેરે જે વારંવાર ભોગવાય તે ઉપભોગ કહેવાય છે. ૫. દારૂ, માંસ, માખણ, મધ, ઉદુંબર જાતિના પાંચ પ્રકારના ફળ, અનન્તકાય, અજાણ્યા ફળ અને રાત્રિ ભોજન. ૬. કાચા ગોરસ યુક્ત દ્વીદળ (કઠોળ), વાસી ભાત, બે દિવસ ઉપરનું દહીં અને કોહેલા અન્નનો ત્યાગ કરવો. ૭.–હવે મદીરા પીવાથી થતા દોષો કહે છે–જેમ પંડિત મનુષ્યની સ્ત્રી દુર્ભાગ્યથી ચાલી જાય છે, તેમ મદિરાપાનથી બુદ્ધિ દૂરથીજ નાશ પામે છે. ૮. મદિરાપાનથી પરવશ થએલા ચિત્તવાળા પાપીઓ, અરેરે, માતાને પ્રિયા કરીને બોલાવે છે અને પ્રિયાને માતા કરીને બોલાવે છે. ૯. મદિરાથી ચપળચિત્તવાળો પોતાને અને પરને જાણતો નથી અને તેથી તે બિચારો પોતાને સ્વામિ માને છે અને સ્વામિને નોકર માને છે. ૧૦. શબની માફક ચોકમાં આળોટતા દારૂડીઆના મુખમાં છિદ્રની શંકાથી કુતરાઓ પિશાબ કરે છે. ૧૧. મદિરાના રસમાં ડુબેલો માણસ ચોકમાં નગ્ન થઇને સુવે છે અને પોતાના ગુપ્ત વિચારને લીલા

शयति लीलया ॥१२॥ वारुणीपानतो यान्ति, कान्तिकीर्तिमति-श्रियः। विचित्राश्चित्ररचना, विलुठत्कज्जलादिव ॥१३॥ भूतार्त्त-वन्नरीनर्त्ति, रारटीति सशोकवत्। दाहज्वरार्त्तवद् भूमौ, सुरापो लोलुठीति च ॥१४॥ विदधत्यंगशैथिल्यं, ग्लपयन्तीन्द्रियाणि च। मूर्छामतुच्छां यच्छन्ती, हाला हालाहलोपमा ॥१५॥ विवेकः संयमो ज्ञानं, सत्यं शौचं दया क्षमा। मद्यात्प्रलीयते सर्वं, तृण्या वह्नि-कणादिव ॥१६॥ दोषाणां कारणं मद्यं, मद्यं कारणमापदाम्। रोगातुर इवापथ्यं, तस्मान्मद्यं विवर्जयेत् ॥ १७ ॥ [ मद्यवर्जनं ] चिखादिषति यो मांसं, प्राणिप्राणापहारतः। उन्मूलयत्यसौ मूलं, दयाख्यं धर्मशाखिनः ॥१८॥ अशनीयन् सदा मांसं, दयां यो हि चिकीर्षति। ज्वलति ज्वलने वल्लीं, स रोपयितुमिच्छति

---

માત્રમાં પ્રકટ કરી દે છે.૧૨. વિવિધ ચિત્રની રચના ઉપર કાજળ ઢોળાવાની પેઠે મદિરાપાનથી કાન્તિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મી ચાલી જાય છે. ૧૩. દારૂપીનાર માણુસ ભૂતાવેશીની જેમ નાચે છે, શોકવાળાની પેઠે રડે છે અને દાહુજવર વાળાની માફક ભૂમિપર આળોટે છે. ૧૪. શરીરને શીથિલ કરનાર, ઇન્દ્રિયોને નિર્બળ કરનાર અને અત્યન્ત મૂર્છા આપનાર મદિરા હળાહળ ઝેર જેવી છે. ૧૫. જેમ અગ્નિના કણિયાથી ઘાસની ગંજી, તેમ મદિરાથી વિવેક, સંયમ, જ્ઞાન, સત્ય, શૌચ, દયા અને ક્ષમા સર્વ નાશ પામે છે. ૧૬. મદિરા દોષોનું કારણ છે, અને મદિરા આપત્તિઓનું પણ કારણ છે, માટે રોગાતુર જેમ અપથ્યને તજે, તેમ મદિરાને તજી દેવી. ૧૭.–**હવે માંસ ખાવામાં દોષો છે તે કહે છે**–પ્રાણિઓના પ્રાણ હરણકરવાથી થતું એવું માંસ ખાવા ઇચ્છે છે, તે ધર્મવૃક્ષના દયા રૂપી મૂળને ઉખેડી નાખે છે. ૧૮. હમ્મેશાં માંસ ખાનારો જે માણસ દયા કરવાને ઇચ્છે છે તે સળગતા અગ્નિમાં લતા વાવવાને ઇચ્છે છે. ૧૯. મારનાર, માંસ વેચનાર, માંસ પકાવનાર

॥१९॥ हन्ता पलस्य विक्रेता, संस्कर्ता भक्षकस्तथा। क्रेताऽनुमन्ता दाता च, घातका एव यन्मनुः॥२०॥ अनुमन्ता विशसिता, निहन्ता क्रयविक्रयी। संस्कर्ता चोपहर्ता च, खादकश्चेति घातकाः ॥२१॥ नाकृत्वा प्राणिनां हिंसां, मांसमुत्पद्यते क्वचित्। न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ॥२२॥ ये भक्षयन्त्यन्यपलं, स्वकीयपलपुष्टये। त एव घातका यन्न, वधको भक्षकं विना ॥२३॥ मिष्टान्नान्यपि विष्ठासादमृतान्यपि मूत्रसात्। स्युर्यस्मिन्नंगकस्यास्य, कृते कः पापमाचरेत् ? ॥२४॥ मांसाशने न दोषोऽस्तीत्युच्यते यैर्दुरात्मभिः। व्याधगृध्रवृकव्याघ्रशृगालास्तैर्गुरूकृताः ॥२५॥ मां स भक्षयिताऽमुत्र, यस्य मांसमिहाद्म्यहम्। एतन्मांसस्य मांसत्वे, निरुक्तं मनुरब्रवीत् ॥२६॥ मांसास्वादन-

---

तथा मांस वेचातु लेनार, अनुमोदन करनार अने मांस आपनार ए सर्व हिंसकोज मानेला छे. २०.–आ माटे मनु पण कहे छे के—अनुमोदन करनार, अवयवो छुटा करनार, मारनार, मांस लेनार, वेचनार, पकावनार, पीरसनार अने खानार ए बधा हिंसकोज छे. २१. प्राणिओनी हिंसा विना कदि पण मांस उत्पन्न थतुं नथी, अने प्राणी वध, स्वर्गनो हेतु नथी माटे मांसनो त्याग करवो. २२.–हवे जे मांस भक्षक छे तेज प्राणी घातक छे ते कहे छे.–जेओ पोताना मांसनी पुष्टि माटे अन्यनुं मांस खाय छे तेज घात करनारा छे. केमके भक्षक विना वध करनार होय नहि. २३. जेनी अंदर मिष्टान्न पण विष्टा थाय छे अने अमृत पण पिशाब थाय छे एवा शरीरने माटे कोण पाप आचरे? २४.–**मांस भक्षण करवामां दोष नथी एम कहेनारनी निन्दा करे छे**–जे दुरात्माओए मांस खावामां दोष नथी एम कह्युं छे तेओए शिकारी, गीध, वरु, वाघ अने शिआळीआने गुरु करेला छे. २५. जेनुं मांस हुं अहिं (आ लोकमां) खाउं छुं ते मने परलोकमां भक्षण करशे.

लुब्धस्य, देहिनं देहिनं प्रति । हन्तुं प्रवर्तते बुद्धिः, शाकिन्या इव दुर्धियः ॥२७॥ ये भक्षयन्ति पिशितं, दिव्यभोज्येषु सत्स्वपि। सुधारसं परित्यज्य, भुञ्जते ते हलाहलम् ॥२८॥ न धर्मो निर्दयस्यास्ति, पलादस्य कुतो दया? । पललुब्धो न तद्वेत्ति, विद्याद्वोपदिशेन्नहि॥२९॥ केचिन्मांसं महामोहादश्नन्ति न परं स्वयम् । देवपित्रतिथिभ्योऽपि,कल्पयन्ति यदूचिरे॥३०॥क्रीत्वा स्वयं वाऽप्युत्पाद्य, परोपहृतमेव वा। देवान् पितृन् समभ्यर्च्य, खादन् मांसं न दुष्यति ॥३१॥ मंत्रसंस्कृतमप्यद्याद्यवाल्पमपि नो पलम्। भवेज्जीवितनाशाय, हालाहललवोऽपि हि ॥३२॥ सद्यः संमूर्छितानन्तजन्तुसन्तानदूषितम्। नरकाध्वनिपाथेयं, कोऽश्नीयात्पिशितं सुधीः? ॥३३॥ [मांसविरतिः] अन्तर्मुहूर्तात्परतः, सुसूक्ष्मा जन्तुराशयः।

---

એ પ્રમાણે માંસના માંસપણાની નિરૂક્તિ (વ્યાખ્યા) મનુએ કહી છે. ૨૬.–**માંસ ખાવામાં મોટા દોષો છે, તે કહે છે**–દુષ્ટબુદ્ધિવાળી શાકિનીની પેઠે માંસ ખાવામાં લુબ્ધ થએલા મનુષ્યની બુદ્ધિ દરેક પ્રાણિને મારવામાં પ્રવર્તે છે. ૨૭. જે માણુસ દિવ્ય ભોજનો હોવા છતાં માંસ ખાય છે, તે અમૃતરસ તજી દઈને હળાહળ ઝેર પીએ છે. ૨૮. નિર્દયને ધર્મ હોય નહિં, માંસ ખાનારાને દયા કયાંથી હોય?, માંસ ખાનાર દયાને જાણતોજ નથી, અને જાણે તો બીજાને ઉપદેશે નહિ. ૨૯ કેટલાએક પોતે મહામોહથી માંસ ખાય છે એમ નહિ પરન્તુ દેવ, પિતૃ અને અતિથિઓને માટે પણ કલ્પે છે. તે માટે કહ્યું છે કે—૩૦. માંસ વેચાતું લાવીને અથવા પોતે ઉત્પન્ન કરીને, અથવા બીજાએ આપેલું માંસ દેવોને તથા પિતૃઓને પૂજીને ખાવામાં દોષ નથી, ૩૧. મંત્રથી પવિત્ર કરાએલું યવ જેટલું પણ માંસ ન ખાવું જોઇએ. કેમકે થોડું પણ ઝેર જીવીતના નાશ માટે થાય છે. ૩૨. તત્કાળ ઉત્પન્ન થતા અનન્ત જંતુઓની પરંપરાથી દૂષિત અને નરક માર્ગના ભાતા તુલ્ય માંસ કયો બુદ્ધિવાન ખાય ? ૩૩.–**માખણ ખાવામાં દોષો કહે છે**–

यत्र मूर्छन्ति तन्नाद्यं, नवनीतं विवेकिभिः ॥३४॥ एकस्यापि हि जीवस्य, हिंसने किमघं भवेत्। जन्तुजातमयं तत्को, नवनीतं निषेवते ? ॥३५॥ अनेकजन्तुसंघातनिघातनसमुद्भवम्। जुगुप्सनीयं लालावत्, कः स्वादयति माक्षिकम् ? ॥३६॥ भक्षयन्माक्षिकं क्षुद्रजन्तुलक्षक्षयोद्भवम्। स्तोकजन्तुनिहन्तृभ्यः, शौनिकेभ्योऽतिरिच्यते ॥३७॥ एकैककुसुमक्रोडाद्रसमापीय मक्षिकाः। यद्वमन्ति मधूच्छिष्टं, तदश्नन्ति न धार्मिकाः ॥३८॥ अप्यौषधकृते जग्धं, मधु श्वभ्रनिबन्धनम्। भक्षितः प्राणनाशाय, कालकूटकणोऽपि हि ॥३९॥ मधुनोऽपि हि माधुर्यमबोधैरहहोच्यते। आसाद्यन्ते यदास्वादाच्चिरं नरकवेदनाः ॥४०॥ मक्षिकामुखनिष्ठ्यूतं, जन्तुघातोद्भवं मधु। अहो पवित्रं मन्वाना, देवस्नाने प्रयुञ्जते ॥४१॥ [माक्षिकानिवृत्तिः]

---

અન્તર્મુહુર્ત પછી જેમાં અતિસૂક્ષ્મ જીવોની રાશીઓ ઉત્પન્ન થાય છે એવા માખણને વિવેકીઓએ ન ખાવું જોઈએ. ૩૪. એક પણ જીવને મારવામાં કેટલું પાપ થાય? આતો જીવોના સમુદાયભૂત માખણ તેને કોણ સેવે(ખાય)? ૩૫.[**મધ ખાવામાં દોષો કહે છે–**] અનેક જીવોના સમુદાયનો નાશ થવાથી ઉત્પન્ન થએલું, જુગુપ્સા કરવા યોગ્ય લાળ જેવું મધ કોણ ખાય? ૩૬. લાખો ક્ષુદ્ર જીવોના નાશથી પેદા થએલું મધ-ખાનાર (માણસ), થોડા જીવોને મારનારા ચંડાળોથી પણ વધી જાય છે. ૩૭. એક એક પુષ્પમાંથી રસ પીને માખીઓ જે વમન કરે છે તે એઠું મધ ધર્મી માણસો ખાતા નથી. ૩૮. ઓસડ માટે ખાધેલું મધ પણ નરકનું કારણ છે. કેમકે કાળકૂટ ઝેરનો કણ પણ ખાધો હોય તો પ્રાણના નાશ માટે થાય છે. ૩૯. અરેરે ! અજ્ઞાનીઓ કહે છે કે મધ મધુર છે, છતાં પણ તે ખાવાથી લાંબા કાળ સુધી નર્ક વેદના ભોગવાય છે. ૪૦. માખીઓના મુખથી થુંકાએલું અને જીવોના ઘાતથી ઉત્પન્ન થએલું મધ તેને પવિત્ર માનનારાઓ અહો ! દેવને સ્નાન કરાવવામાં વાપરે છે. ૪૧. [**પાંચ પ્રકારના ઉદુ-**

उदुम्बरवटप्लक्षकाकोदुम्बरशाखिनाम् । पिप्पलस्य च नाश्नीयात्, फलं कृमिकुलाकुलम् ॥४३॥ अप्राप्नुवन्नन्यभक्ष्यमपि क्षामो बुभुक्षया । न भक्षयति पुण्यात्मा, पञ्चोदुम्बरजं फलम् ॥४४॥ आर्द्रः कन्दः समग्रोऽपि, सर्वः किसलयोऽपि च । स्नुही लवणवृक्षत्वकुमारी गिरिकर्णिका ॥४५॥ शतावरी विरूढानि, गुडूची कोमलाम्लिका । पल्यंकोऽमृतवल्ली च, वल्लः सूकरसंज्ञितः ॥ ४६ ॥ अनन्तकायाः सूत्रोक्ता, अपरेऽपि कृपापरैः । मिथ्यादृशामविज्ञाता, वर्जनीयाः प्रयत्नतः॥४७॥ स्वयं परेण वा ज्ञातं, फलमद्याद्विशारदः । निषिद्धे विषफले वा, मा भूदस्य प्रवर्तनम् ॥४८॥ [उदुम्बरादिनिवृत्तिः]अन्नं प्रेतपिशाचाद्यैः, संचरद्भिर्निरङ्कुशैः।उच्छिष्टं क्रियते यत्र, तत्र नाद्यादिनात्यये ॥४९॥ घोरान्धकाररुद्धाक्षैः,

---

મ્બર ફળોના દોષો કહે છે.]– ઉદુંબરના, વડના, પ્લક્ષના, કાકોદુમ્બરના અને પીંપળ વૃક્ષના ફળો કીડાના સમૂહથી વ્યાપ્ત ખાવા ન જોઇએ. ૪૩. બીજી ખાવાયોગ્ય વસ્તુ ન મળતાં ભૂખથી કૃશ થએલ હોય તોપણ જે પાંચ જાતિના ઉદુમ્બર ફળ ખાય નહિં તે પુણ્યાત્મા છે. ૪૪.–અનન્તકાય સંબંધી કહે છે–આદુ, સર્વ જાતના કન્દ, સર્વ જાતની કુંપળો, સ્નુહી, (ક્ષીરવાળુ)લવણ વૃક્ષની છાલ, (પારીનીછાલ) કુંવારનું પાઠું અને ગિરિ કર્ણિકા ૪૫. શતાવરી, વિરૂઢ, (એક જાતની વનસ્પતિ) ગળો, કુણીઆંબલી, પલ્યંક, અમૃતવેલી, વલ્લ અને સુકર નામનો ૪૬. મિથ્યાત્વીયોએ નહિ જાણેલા અને સૂત્રમાં કહેલા બીજા પણ અનન્તકાય, દયામાં તત્પર એવા જૈનોએ પ્રયત્નથી તજી દેવા. ૪૭. [અજાણ્યા ફળ તજવા માટે કહે છે.] પોતે અથવા બીજાએ જાણેલા ફળને વિદ્વાને ખાવા, પણ નિષિદ્ધ ફળ અથવા વિષફળ (ખાવા)માં વિદ્વાનોથી પ્રવૃત્તિ ન થાય માટે અજાણ્યા ખાવા નહિ. ૪૮.[રાત્રિભોજન-તજવા કહે છે.] નિરંકુશપણે ફરતા પ્રેત અને પિશાચ વિગેરે વ્યન્તરોએ જ્યાં (રાત્રીમાં) અન્ન એઠું કરાય છે ત્યાં(રાત્રીએ) દિવસ અસ્ત થએ છતે ભોજન કરવું ન જોઇએ. ૪૯. ઘોર

पतन्तो यत्र जन्तवः । नैव भोज्ये निरीक्ष्यन्ते, तत्र भुञ्जीत को निशि ? ॥५०॥ मेधां पिपीलिका हन्ति, यूका कुर्याज्जलोदरम् । कुरुते मक्षिका वान्तिं, कुष्ठरोगं च कोलिकः ॥५१॥ कंटको दारुखंडं च, वितनोति गलव्यथाम् । व्यञ्जनान्तर्निपतितस्तालु विध्यति वृश्चिकः ॥५२॥ विलग्नश्च गले वालः, स्वरभंगाय जायते । इत्यादयो दृष्टदोषाः, सर्वेषां निशिभोजने ॥५३॥ नाप्रेक्ष्यसूक्ष्मजन्तूनि, निश्यद्यात्प्राशुकान्यपि । अप्युद्यत्केवलज्ञानैर्नादृतं यन्निशाशनम् ॥५४॥ धर्मविन्नैव भुञ्जीत, कदाचन दिनात्यये । बाह्या अपि निशाभोज्यं, यदभोज्यं प्रचक्षते ॥५५॥ त्रयीतेजोमयो भानुरिति वेदविदो विदुः । तत्करैः पूतमखिलं, शुभं कर्म समाचरेत् ॥ ५६ ॥ नैवाहुतिर्न च स्नानं, न श्राद्धं देवतार्चनम् ।दानं वा विहितं रात्रौ,

---

અંધકારથી રૂંધાએલી દૃષ્ટિવાળા જનો જ્યાં ભોજનમાં પડતા જન્તુઓ જોઈ શકતા નથી તે રાત્રિએ કોણ ભોજન કરે ? ૫૦. (ભોજનમાં આવેલ) કીડીઓ બુદ્ધિને હણે છે, જૂં જળોદર કરે છે, માખ વમન કરે છે અને કરોળીઓ કોઢ રોગ કરે છે. ૫૧. કાંટો અથવા લાકડાનો ટુકડો ગળાની પીડા કરે છે, અને શાકમાં પડેલો વીંછી તાલવું વીંધી નાંખે છે. ૫૨. ગળામાં ચોંટેલો વાળ અવાજનો ભંગ કરે છે. એ વિગેરે પ્રત્યક્ષ સર્વ દોષો રાત્રિ ભોજનમાં થાય છે. ૫૩. દેખી શકાય નહિ એવા સૂક્ષ્મ જંતુઓ છે જેને વિષે એવા પ્રાશુક ખોરાકો પણ રાત્રિએ ન ખાવા તે માટે કેવળીઓએ પણ રાત્રિ ભોજન આદર્યું નથી. ૫૪. ધર્મને જાણનારાએ કદી પણ દિવસ અસ્ત થયા પછી ખાવું નહિ. અન્યદર્શનીઓ પણ રાત્રિ ભોજનને અભોજ્ય કહે છે. ૫૫. અન્યદર્શનકારના શાસ્ત્રમાં કહ્યું છે કે—વેદ જાણનારાઓ સૂર્યને ત્રણ તેજોમય કહે છે, તેના કિરણોથી પવિત્ર થએલાં બધાં શુભ કામ આચરવા. ૫૬. રાત્રિએ આહુતિ, સ્નાન, શ્રાદ્ધ, દેવપૂજન અને દાન કરવા નહિ અને ભોજનતો

भोजनं तु विशेषतः ॥५७॥ दिवसस्याष्टमे भाग, मन्दीभूते दिवाकरे । नक्तं तद्धि विजानीयन्न नक्तं निशिभोजनम् ॥५८॥ देवस्तु भुक्तं पूर्वाह्णे, मध्याह्ने ऋषिभिस्तथा। अपराह्णे तु पितृभिः,सायाह्ने दैत्यदानवैः ॥५९॥सन्ध्यायां यक्षरक्षोभिः, सदा भुक्तं कुलोद्वहैः। सर्ववेलां व्यतिक्रम्य, रात्रौ भुक्तमभोजनम् ॥६०॥ हृन्नाभिपद्मसंकोचश्चंडरोचिरपायतः। अतो नक्तं न भोक्तव्यं,सूक्ष्मजीवादनादपि ॥ ६१ ॥ संसज्जज्जीवसंघातं, भुञ्जाना निशिभोजनम् । राक्षसेभ्यो विशिष्यन्ते, मूढात्मानः कथं न ते ? ॥६२॥ वासरे च रजन्यां च, यः खादन्नेव तिष्ठति । शृंगपुच्छपरिभ्रष्टः, स्पष्टं स पशुरेव हि॥६३॥ अह्नो मुखेऽवसाने च,यो द्वे द्वे घटिके त्यजन् । निशाभोजनदोषज्ञोऽश्नात्यसौ पुण्यभाजनं ॥६४॥ अकृत्वा नियमं

---

વિશેષે કરી નજ કરવું. ૫૭. દિવસના આઠમા ભાગે સૂર્ય મન્દ થએ છતે ભોજન તે નક્ત ભોજન જાણવું. પણ રાત્રિ ભોજન નક્ત ભોજનથી નહિ. ૫૮. દિવસના પહેલા ભાગમાં દેવોએ ખાધું છે, બપોરે રૂષિઓએ, દિવસના પાછલા ભાગમાં પિતૃઓએ અને સાંજે દૈત્ય તથા દાનવોએ ભોજન કર્યું છે. ૫૯. હે યુધિષ્ઠિર ! સન્ધ્યાએ યક્ષ અને રાક્ષસોએ કુલીનોએ આખો દિન ભોજન કર્યું છે, સર્વ વેળા ઉલ્લંઘીને રાત્રિએ કરેલું ભોજન અભોજન છે. ૬૦. સૂર્ય અસ્ત થવાથી હૃદય કમળ અને નાભી કમળ સંકોચાઈ જાય છે. તથા સૂક્ષમ જીવોનું ભક્ષણ થવાથી રાત્રે ભોજન કરવું નહિ. ૬૧.–હવે પોતાના પક્ષથી સમર્થન કરે છે–અનેક જીવોના પડવાથી પાપ બંધવાળું રાત્રિભોજનને કરનારા મૂઢાત્માઓને રાક્ષસોથી વધારે કેમ ન ગણી શકાય ! ૬૨. દિવસે અને રાત્રિએ જે ખાતોજ રહે છે, તે શીંગડા અને પુછડાથી રહિત પ્રગટ પશુજ છે. ૬૩. દિવસના આરંભમાં અને દિવસના અન્તે બે બે ઘડી મૂકીને રાત્રિભોજનના દોષને જાણનારા જે મનુષ્ય ભોજન કરે છે તે

दोषाभोजनाद्दिनभोज्यपि । फलं भजेन्न निर्व्याजं, न वृद्धिर्भाषितं विना ॥६५॥ ये वासरं परित्यज्य, रजन्यामेव भुञ्जते । ते परित्यज्य माणिक्यं, काचमाददते जडाः॥६६॥ वासरे सति ये श्रेयस्काम्यया निशि भुञ्जते । ते वपन्त्यूषरे क्षेत्रे, शालीन् सत्यपि पल्वले ॥६७॥ उलूककाकमार्जारगृध्रशंबरशूकराः । अहिवृश्चिकगोधाश्च, जायन्ते रात्रिभोजनात् ॥६८॥ श्रूयते ह्यन्यशपथाननादृत्यैव लक्ष्मणः । निशाभोजनशपथं, कारितो वनमालया ॥६९॥ करोति विरतिं धन्यो, यः सदा निशिभोजनात् । सोऽर्धं पुरुषायुष्कस्य, स्यादवश्यमुपोषितः॥७०॥ रजनीभोजनत्यागे, ये गुणाः परितोऽपि तान् । न सर्वज्ञादृते कश्चिदपरो वक्तुमीश्वरः ॥७१॥ [रात्रिभोजनविरतिः]आमगोरससंपृक्तद्विदलादिषु जन्तवः । दृष्टाः

પુન્યનું ભાજન છે. ૬૪. રાત્રિભોજનનો નિયમ કર્યા વિના દિવસે ભોજન કરનારો પણ ફળ પામે નહિ કેમકે કહ્યા વિના વૃદ્ધી ન થાય. ૬૫. જેઓ દિવસ છોડીને રાત્રિએજ ભોજન કરે-છે, તે મૂર્ખાઓ માણિકય તજીદઈ કાચ ગ્રહણ કરે છે.૬૬. દિવસ છતાં કલ્યાણની ઇચ્છાથી જે રાત્રિએ ભોજન કરે છે, તે કયારા છતા ઉખર ક્ષેત્રમાં ડાંગર વાવે છે. ૬૭. રાત્રિભોજન કરવાથી, ઘુવડ, કાગડા, બિલાડા. ગીધ, સાબર, ભુંડ,સાપ, વિંછી અને ગિરોળી પણ ઉત્પન્ન થાય છે. ૬૮. સંભળાય છે કે અન્ય સોગનોનો અનાદર કરીને વનમાળાએ લક્ષ્મણને રાત્રિ ભોજનનો સોગન કરાવ્યો. ૬૯. [અનુભવથી થએલા સિદ્ધ, રાત્રિભોજન ત્યાગ કરવાથી થતા લાભો જણાવે છે.] જે મનુષ્ય હમ્મેશાં રાત્રિભોજનથી વિરતિ કરે છે તે ધન્ય છે, કેમકે તેથી તો મનુષ્યનું અર્ધું આયુષ્ય ઉપવાસિત થાય છે. ૭૦. રાત્રિભોજન ત્યાગ કરવામાં જે ગુણો છે તે સર્વ કહેવાને સર્વજ્ઞ સિવાય બીજો કોઈ પણ સમર્થ નથી ૭૧. કાચા ગોરસની સાથે દ્વિદળાદિકમાં (કઠોળમાં) કેવળીઓએ સૂક્ષ્મ જન્તુઓ જોયા છે માટે તેનો ત્યાગ

केवलिभिः सूक्ष्मास्तस्मात्तानि विवर्जयेत् ॥७२॥ जन्तुमिश्रं फलं पुष्पं, पत्रं चान्यदपि त्यजेत् । सन्धानमपि संसक्तं, जिनधर्मपरायणः ॥७३॥ [द्विदलादित्यागः] आर्त्तरौद्रमपध्यानं, पापकर्मोपदेशिता । हिंसोपकारिदानं च, प्रमादाचरणं तथा ॥ ७४ ॥ शरीराद्यर्थदंडस्य, प्रतिपक्षतया स्थितः । योऽनर्थदंडस्तत्त्यागस्तृतीयं तु गुणव्रतम् ॥७५॥ वैरिघातो नरेन्द्रत्वं, पुरघाताग्निदीपने। खेचरत्वाद्यपध्यानं, मुहूर्तात्परतस्त्यजेत्॥७६॥वृषभान् दमय क्षेत्रं, कृष षंढय वाजिनः। दाक्षिण्याविषये पापोपदेशोऽयं न कल्पते ॥७७॥ यन्त्रलाङ्गलशस्त्राग्निमुशलोदूखलादिकम् । दाक्षिण्याविषये हिंस्रं, नार्पयेत्करुणापरः॥७८॥कुतूहलाद् गीतनृत्यनाटकादिनिरीक्षणम्। कामशास्त्रप्रसक्तिश्च, द्यूतमद्यादिसेवनम् ॥७९॥ जलक्रीडान्दो-

---

કરવો. ૭૨. જન્તુથી મિશ્ર ફળ, પુષ્પ, પત્ર અથાણાં અને બીજા આમ્રફળાદિ સંસકત (અથાણાં) હોય છે માટે જિન ધર્મમાં તત્પર મનુષ્યે તે તજી દેવા. ૭૩. આર્ત રૌદ્રરૂપ ખરાબ ધ્યાન, પાપ કર્મનો ઉપદેશ, હિંસામાં ઉપકારી (વસ્તુનું) દાન અને પ્રમાદનું આચરણ. ૭૪, શરીરાદિ અર્થ દંડના પ્રતિપક્ષ પણે રહેલ જે અનર્થ દંડ, તેનો ત્યાગ કરવો તે ત્રીજું ગુણવ્રત છે. ૭૫. શત્રુનો ઘાત, રાજાપણું, નગરનો નાશ, અગ્નિ સળગાવવો અને ખેચરપણું ઇત્યાદિ ખરાબ ધ્યાનનો મુહુર્ત ઉપરાંત ત્યાગ કરવો. ૭૬.-**પાપોપદેશ નામના બીજા પદનું સ્વરૂપ**-બળદોનું દમન કર, ક્ષેત્ર ખેડ, ઘોડાઓને નપુંસક બનાવ આ પાપોપદેશ દાક્ષિણ્યતાના સંબંધ સિવાય કરવો ઘટતો નથી. ૭૭.-**હિંસક ઉપકરણો ન આપવા સંબંધી.**-યંત્ર, હળ, શસ્ત્ર, અગ્નિ, સાંબેલુ અને ખરણીઓ વિગેરે હિંસક ઉપકરણ દાક્ષિણ્યતાના સંબંધ સિવાય દયાવાન બીજાને આપે નહિ. ૭૮. **પ્રમાદાચરણ નામના ચોથા ભેદ સંબંધી.**-કુતુહળથી ગાયન, નાચ, નાટય વિગેરે જોવાં, કામશાસ્ત્રમાં આસકિત, દ્યૂત અને મદિરાનું સેવન. ૭૯. જળ

लनादिविनोदो जन्तुयोधनम् । रिपोः सुतादिना वैरं, भक्तस्त्री-
देशराट्कथा ॥८०॥ रोगमार्गश्रमौ मुक्त्वा, स्वापश्च सकलां नि-
शाम्। एवमादि परिहरेत्, प्रमादाचरणं सुधीः॥८१॥ विलासहास-
निष्ठ्यूतनिद्राकलहदुष्कथाः। जिनेन्द्रभवनस्यान्तराहारं च चतुर्विधम्
॥८२॥(अनर्थदण्डविरतिः)त्यक्तार्त्तरौद्रध्यानस्य,त्यक्तसावद्यकर्मणः।
मुहूर्तं समता या तां, विदुः सामायिकं व्रतम्॥८३॥ सामायिकव्रत-
स्थस्य, गृहिणोऽपि स्थिरात्मनः । चन्द्रावतंसकस्येव, क्षीयते कर्म
संचितम् ॥८४॥ दिग्व्रते परिमाणं यत्तस्य संक्षेपणं पुनः । दिने
रात्रौ च देशावकाशिकव्रतमुच्यते ॥८५॥ चतुष्पर्व्यां चतुर्थादि,
कुव्यापारनिषेधनम्।ब्रह्मचर्यक्रिया स्नानादित्यागः पौषधव्रतम्॥८६॥

---

ક્રીડા કરવા, હિંચોળાદિનો વિનોદ, જીવોને લડાવવા, શત્રુના પુત્રાદિ સાથે વેર, ભોજનની કથા, સ્ત્રી કથા, દેશકથા અને રાજ કથા કરવી. ૮૦. રોગ અને માર્ગના પરિશ્રમ વિના આખી રાત સુઇ રહેવું વિગેરે પ્રમાદચરણનો બુદ્ધિવાને ત્યાગ કરવો. ૮૧. જિનેશ્વરના મંદિરમાં વિલાસ, હાસ્ય થુંકવું, નિદ્રા, કળહ, ખરાબ કથાઓ અને ચાર પ્રકારના આહારનો ત્યાગ કરવો. ૮૨. **હવે ચાર શિક્ષા વ્રત કહે છે તેમાં પ્રથમ સામાયિક, વ્રત કહે છે.**—આર્ત રૌદ્રધ્યાન રહિત સાવદ્ય કર્મનો ત્યાગ કરી એક મુહુર્ત સુધી જે સમભાવ તે સામાયિક વ્રત કહ્યું છે. ૮૩.—**સામાયિકથી મહાનિર્જરા થાય છે તે કહે છે.**—સામાયિક વ્રતમાં રહેલા સ્થિર આત્માવાળા ગૃહસ્થોને પણ ચંદ્રાવતંસકની પેઠે સંચય કરેલ કર્મનો ક્ષય થાય છે. ૮૪. **હવે બીજું શિક્ષાવ્રત કહે છે.**—દિગ્વ્રતમાં જે પરિમાણ હોય તેનો ફરીથી રાત્રિએ અને દિવસે સંક્ષેપ કરવો તે દેશાવકાશિક વ્રત કહેવાય છે. ૮૫.—**હવે ત્રીજું વ્રત કહે છે.**—ચાર પર્વીમાં ઉપવાસ આદિ કરવા, કુવ્યાપારનો ત્યાગ કરવો, બ્રહ્મચર્ય માળવું અને સ્નાનાદિક ક્રિયાનો ત્યાગ (એ ચાર પ્રકારે)

गृहिणोऽपि हि धन्यास्ते, पुण्यं ये पौषधव्रतम्। दुष्पालं पालयन्त्येव, यथा स चुलनीपिता ॥८७॥ दानं चतुर्विधाहारपात्राच्छादनसद्मनाम्। अतिथिभ्योऽतिथिसंविभागव्रतमुदीरितम् ॥८८॥ पश्य संगमको नाम, संपदं वत्सपालकः। चमत्कारकरीं प्राप, मुनिदानप्रभावतः ॥८९॥ [शिक्षाव्रतानि] व्रतानि सातिचाराणि, सुकृताय भवन्ति न। अतिचारास्ततो हेयाः, पञ्च पञ्च व्रते व्रते॥९०॥ क्रोधाद् बन्धच्छविच्छेदोऽधिकभाराधिरोपणम्। प्रहारोऽन्नादिरोधश्चाहिंसायां परिकीर्तिताः ॥९१॥ मिथ्योपदेशः सहसाभ्याख्यानं गुह्यभाषणम्। विश्वस्तमंत्रभेदश्च, कूटलेखश्च सूनृते॥९२॥

પૌષધ વ્રત છે. ૮૬.–**પૌષધ કરનારની પ્રશંસા કરે છે.**–તે ગૃહસ્થિઓ પણ ધન્ય છે કે જે દુઃખે પાળી શકાય એવા પવિત્ર પૌષધવ્રતને તે ચુલનીપિતાની જેમ પાળે છે. ૮૭. **હવે ચોથું શિક્ષાવ્રત કહે છે**– ચાર પ્રકારનો આહાર, પાત્ર, વસ્ત્ર અને સ્થાન અતિથિઓને આપવું, તે અતિથિ સંવિભાગ વ્રત કહ્યું છે. ૮૮.–**અતિથિદાનનું ફળ કહે છે.**–જુઓ વાછડાપાળનાર સંગમક, મુનિદાનના પ્રભાવથી ચમત્કાર કરનારી સંપતિને પામ્યો. ૮૯.–**હવે બારે વ્રતના અતિચારો જણાવે છે.**–અતિચાર સહિત વ્રતો કલ્યાણ માટે થતા નથી, તેથી દરેક વ્રતમાં લાગતા પાંચ પાંચ અતિચાર ત્યાગવા. ૯૦.–**પહેલા વ્રતના પાંચ અતિચાર.**–ક્રોધથી બન્ધન કરવું, ચામડી આદિનો છેદ કરવો, અધિક ભાર ભરવો, અને અન્ન વિગેરેનો રોધ કરવો, ( આ પાંચ અતિચાર ) અહિંસા વ્રતના કહેલા છે. ૯૧.–**બીજા વ્રતના પાંચ અતિચાર.**–મિથ્યા ઉપદેશ કરવો, વગર વિચારે ખોટું આળ દેવું, ગુહ્ય વાત કહી દેવી, વિશ્વાસ પામેલાનો મંત્ર ભેદ કરવો અને જુઠા લેખ લખવા (આ પાંચ અતિચાર) સત્ય વ્રતમાં છે. ૯૨. **ત્રીજા વ્રતના પાંચ અતિચાર.**–ચોરને

स्तेनानुज्ञा तदानीतादानं द्विड्राज्यलंघनम्। प्रतिरूपक्रिया माना-
न्यत्वं चास्तेयसंश्रिताः ॥९३॥इत्वरात्तागमोऽनात्तागतिरन्यविवा-
हनम् । मदनात्याग्रहोऽनङ्गक्रीडा च ब्रह्मणि स्थिताः ॥ ९४ ॥
धनधान्यस्य कुप्यस्य, गवादेः क्षेत्रवास्तुनः । हिरण्यहेम्नश्च संख्याऽ-
तिक्रमोऽत्र परिग्रहे॥९५॥बन्धनाद् भावतो गर्भाद्योजनाद्दानतस्तथा।
प्रतिपन्नव्रतस्यैष, पञ्चधापि न युज्यते॥९६॥ स्मृत्यन्तर्धानमूर्ध्वाधस्ति-
र्यग्भागव्यतिक्रमः। क्षेत्रवृद्धिश्च पञ्चेति, स्मृता दिग्विरतिव्रते॥९७॥
सचित्तस्तेन संबद्धः, सम्मिश्रोऽभिषवस्तथा । दुष्पक्वाहार इत्येते,

---

ચોરી કરવાઆજ્ઞા કરવી, તેની લાવેલી વસ્તુ ગ્રહણ કરવી, વિરૂદ્ધરાજયમાં ગમન કરવું, ખોટી વસ્તુને ખરીના જેવી બનાવી વેચવી અને ખોટાં માપ કરવા (આ પાંચ અતિચાર) અસ્તેય વ્રતના છે. ૯૩.–**ચોથા વ્રતના અતિચાર.**–થોડા વખત માટે દ્રવ્ય આપેલી વેશ્યાને રાખવી, કોઇએ નહિ ગ્રહણ કરેલી કન્યાદિ સ્ત્રી સાથે ગમન કરવું, બીજાના વિવાહ કરવા, કામમાં અતિ આસકત થવું અને અનંગ ક્રિડા કરવી. (આ પાંચ અતિચાર) બ્રહ્મચર્યવ્રતમાં કહ્યા છે.૯૪. –**પાંચમા વ્રતના અતિચાર.**–ધન ધાન્ય સંબંધી, ધાતુ સંબંધી, ગાય વિગેરેનો, ક્ષેત્ર ઘર સંબંધી અને સોના રૂપા સંબંધી સંખ્યાનો અતિક્રમ કરવો. (એ પાંચ અતિચાર) પરિગ્રહવ્રતમાં છે. ૯૫. અનુક્રમે બંધનથી, ભાવથી, ગર્ભથી, જોડવાથી તથા આપવાથી આ પાંચે પ્રકારે અતિચારો થાય છે. તે વ્રતગ્રહણ કરેલાને કરવા ઘટે નહિ. ૯૬.–**પહેલા ગુણવ્રતના અતિચાર કહેછે.**–સ્મૃતિ વિહીન થવું, ઉર્ધ્વ, અધો અને તિર્છિ દિશામાં નિયમ ઉપરાંત જવું, અને ક્ષેત્રવૃદ્ધિ કરવી, આ પાંચ અતિચાર દિગ્વિરમણવ્રતમાં કહ્યા છે. ૯૭–**બીજા ગુણવ્રતના અતિચાર.**–સચિત્તઆહાર, સચિત્ત સાથે સંબંધવાળો આહાર, સચિત્તથી મિશ્ર આહાર, નહી પાકેલ આહાર અને કાચોપાકો આહાર એ (પાંચ

भोगोपभोगमानगाः ॥ ९८ ॥ अमी भोजनतस्त्याज्याः, कर्मतः खरकर्म तु। तस्मिन् पञ्चदश मलान्, कर्मादानानि संत्यजेत्॥९९॥ अंगार[1]वन[2]शकट[3]भाटक[4]स्फोट[5]जीविकाः। दन्त[6]लाक्षा[7]रस[8]केश[9]विष[10]वाणिज्यकानि च ॥१००॥ यन्त्रपीडा[11] निर्लाञ्छन[12]मसतीपोषणं[13] तथा। दवदानं[14] सरःशोषं[15] इति पञ्चदश त्यजेत् ॥१०१॥ अंगारभ्राष्ट्रकरणं, कुंभायःस्वर्णकारिता। ठठारत्वेष्टिकापाकाविति ह्यंगारजीविका।१०२। छिन्नाच्छिन्नवनपत्रप्रसूनफलविक्रयः। कणानां दलनात्पेषाद्वृत्तिश्च वनजीविका ॥ १०३ ॥ शकटानां तदंगानां, घटनं खेटनं तथा। विक्रयश्चेति शकटजीविका परिकीर्तिता ॥ १०४॥ शकटोक्षलुलायो-

---

અતિચાર ) ભોગોપભોગ પરિમાણ વ્રતના જાણવા. ૯૮. ભોજન થકી આ પાંચ અતિચાર તજવાયોગ્ય છે અને કર્મથી તો ખરકર્મ છે તેમાં કર્માદાન રૂપ પંદર અતિચાર તજી દેવા.

૯૯.–**પંદર કર્માદાન ગણાવે છે.**–અંગારજીવિકા[1], વનજીવિકા[2] શકટજીવિકા[3], ભાટકજીવિકા[4], ને સ્ફોટકજીવિકા[5] તથા દંતવાણિજ્ય[6], લાખવાણિજ્ય[7], રસવાણિજ્ય[8], કેશવાણિજ્ય[9] અને વિષવાણિજ્ય[10]. ૧૦૦. યંત્રપીલનકર્મ[11], નિર્લાંછનકર્મ[12], અસતીપોષણ[13], દાહ[14] દેવો અને સરોવર સુકવવા[15], આ પંદર અતિચાર તજી દેવા. ૧૦૧.–**એ પંદરે અતિચાર વિશેષથી કહે છે.**–કોલસા બનાવવા, અનાજ સેકવા, કુંભારનો ધંધો, લુહારનો ધંધો, સોનીનો ધંધો, કંસારાનો ધંધો અને ઇંટ વિગેરે પકાવવું. એ અંગારજીવિકા છે. ૧૦૨. છેદેલા અને નહિ છેદેલા વનના પાંદડા, ફુલને ફળનો વેપાર તથા અનાજ ને દળવાથી અથવા વાટવાથી આજીવિકા કરવી તે વન જીવિકા છે. ૧૦૩. ગાડાં અને તેના અંગો પૈડાં વિગેરે બનાવવા તથા વહન કરવા અને તે વેચવા, તેને શકટજીવિકા કહે છે. ૧૦૪. ગાડાં, બળદ, પાડા, ઉંટ ગધેડા, ખ-

खूरवराश्वतरवाजिनाम् । भारस्य वाहनाद्वृत्तिर्भवेद् भाटकजीविका ॥१०५॥ सरःकूपादिखननशिलाकुट्टनकर्मभिः । पृथिव्यारंभसंभूतैर्जीवनं स्फोटजीविका ॥१०६॥ दन्तकेशनखास्थित्वग्रोम्णो ग्रहणमाकरे । त्रसाङ्गस्य वणिज्यार्थं, दन्तवाणिज्यमुच्यते ॥ १०७ ॥ लाक्षामनःशिलानीलीधातकीटंकणादिनः । विक्रयः पापसदनं, लाक्षावाणिज्यमुच्यते ॥१०८॥ नवनीतवसाक्षौद्रमद्यप्रभृतिविक्रयः। द्विपाच्चतुष्पाद्विक्रयो, वाणिज्यं रसकेशयोः ॥१०९॥ विषास्त्रहलयंत्रायोहरितालादिवस्तुनः । विक्रयो जीवितघ्नस्य, विषवाणिज्यमुच्यते ॥ ११० ॥ तिलेक्षुसर्षपैरंडजलयन्त्रादिपीडनम् । दलतैलस्य च कृतिर्यंत्रपीडा प्रकीर्तिता ॥१११॥ नासावेधोऽङ्कनं मुष्कच्छेदनं पृष्ठगालनं । गोकर्णकम्बलच्छेदो, निर्लांछनमुदीरितम् ॥ ११२॥

---

ખચ્ચર અને ઘોડા પાસે ભાર ખેંચાવી આજીવિકા કરવી તે ભાટક આજીવિકા છે. ૧૦૫. સરોવર, કુવા વિગેરે ખોદવા, પથ્થર ઘડવા, વગેરે પૃથ્વીકાયના આરંભથી થએલા કર્મ વડે આજીવિકા કરવી તે સ્ફોટકજીવિકા છે. ૧૦૬. ઉત્પત્તિસ્થાનમાં વેપાર માટે દાંત, વાળ, નખ, હાડકાં, ચામડું, રૂવાંટા અને ત્રસજીવોના અંગ ગ્રહણ કરવા તે દન્ત વાણિજ્ય કહેવાય છે. ૧૦૭. લાખ, મણશીલ, ગળી, ધાવડી, અને ટંકણખાર વિગેરેનો વેપાર તે પાપનું ઘર છે, ને તે લાખવાણિજ્ય કહેવાય છે. ૧૦૮. માખણ, ચરબી, મધ અને દારૂ વિગેરેનો વ્યાપાર તે રસવાણિજ્ય તથા દ્વિપદ અને ચતુષ્પદનો વ્યાપાર તે કેશવાણિજ્ય કહેવાય. ૧૦૯. વિષ, અસ્ત્ર, હળ, યંત્ર, લોઢું અને હરતાળ વિગેરે જીવોને ઘાત કરનારી વસ્તુનો વ્યાપાર તે વિષવાણિજ્ય કહેવાય છે. ૧૧૦. તલ, શેરડી, સરસવ ને એરંડી પીલવાના યંત્ર પાણીના યંત્ર તથા તલનું કચરીયું કરવું વિગેરે યંત્રપીડન કર્મ કહ્યું છે. ૧૧૧. નાક વીંધવા, આંકવું, અંડ છેદવા, પીઠ ગાળવી, ગાયના કાન અને કંબળ છેદવા એ નિર્લાંછન કર્મ કહ્યું છે. ૧૧૨. મેના,

शारिकाशुकमार्जारश्वकुर्कुटकलापिनाम् । पोषो दास्याश्च वित्तार्थ-मसतीपोषणं विदुः ॥ ११३ ॥ व्यसनात्पुण्यबुध्ध्या वा, दवदानं भवेत् द्विधा । सरःशोषः सरःसिन्धुह्रदादेरम्बुसंप्लवः ॥ ११४ ॥ [इति पञ्चदश कर्मादानानि] संयुक्ताधिकरणत्वमुपभोगातिरिक्तता । मौखर्यमथ कौकुच्यं, कन्दर्पोऽनर्थदंडगाः ॥ ११५ ॥ कायवाङ्मनसां दुष्टप्रणिधानमनादरः । स्मृत्यनुपस्थापनं च, स्मृताः सामायिकव्रते ॥ ११६ ॥ प्रेष्यप्रयोगानयनं, पुद्गलक्षेपणं तथा । शब्दरूपानुपातौ च, व्रते देशावकाशिके ॥ ११७ ॥ उत्सर्गादानसंस्ताराद्यनवेक्ष्याप्रमृज्य च । अनादरः स्मृत्यनुपस्थापनं चेति पौषधे ॥ ११८ ॥ सचित्ते

---

પોપટ, બિલાડા, કુતરા, કુકડા, મોર, અને દાસીનું દ્રવ્ય-માટે પોષણ કરવું તે અસતિપોષણ કહ્યું છે. ૧૧૩. ખરાબ ટેવથી અથવા પુણ્યબુદ્ધિથી બે પ્રકારે દવદાન થાય છે તથા સરોવર, નદી અને દ્રહ વિગેરેનું પાણી સુકવવું તે સરઃશોષણકર્મ છે. ૧૧૪.—**અનર્થદંડવ્રતના અતિચાર કહેછે.**—અધિકરણો જોડી રાખવા, ઉપભોગની વસ્તુઓ ખપ કરતાં વધારે રાખવી, વાચાળપણું, કુચેષ્ટા કરવી અને કામોદ્ભવ થાય તેવાં વચન બોલવાં એ અનર્થદંડવ્રતના અતિચાર છે. ૧૧૫.—**સામાયિકવ્રતના અતિચાર કહે છે.**—મન વચન અને કાયાનું દુષ્ટપ્રણિધાન, સામાયિકમાં અનાદર અને સ્મૃતિ-વિહીન થવું. (એ પાંચ અતિચાર) સામાયિકવ્રતમાં કહ્યા છે. ૧૧૬.—**દેશાવગાસિકવ્રતના અતિચાર.**—નિયમિત ભૂમિ-ની બહાર મોકલવું, નિયમિત ભૂમિની બહારથી મંગાવવું, પુદ્ગલોત્ક્ષેપ કરવો, શબ્દ સંભળાવવો અને રૂપ બતાવવું. (આ પાંચ અતિચાર) દેશાવકાશિક વ્રતમાં છે. ૧૧૭.—**પૌષધોપવાસ વ્રતના અતિચાર.**—જોયા અને પુંજયાં વિના કંઇ પણ વસ્તુ મૂકવી, લેવી અને સંથારો કરવો, તથા પૌષધમાં અનાદર અને પૌષધ કર્યો છે કે નહિ તે ભૂલી જવું. (એ અતિચાર) પૌષધવ્રતમાં છે. ૧૧૮.—**અતિથિસંવિભા-**

क्षेपणं तेन, पिधानं काललंघनम्। मत्सरोऽन्यापदेशश्च, तुर्ये शिक्षाव्रते स्मृताः ॥ ११९ ॥ (अतिचाराः) एवं व्रतस्थितो भक्त्या, सप्तक्षेत्र्यां धनं वपन् । दयया चातिदीनेषु, महाश्रावक उच्यते ॥ १२० ॥ यः सद् बाह्यमनित्यं च, क्षेत्रेषु न धनं वपेत् । कथं वराकश्चारित्रं, दुश्चरं स समाचरेत् ? ॥ १२१ ॥ ब्राह्मे मुहूर्ते उत्तिष्ठेत्, परमेष्ठिस्तुतिं पठन् । किंधर्मा किंकुलश्चास्मि, किंव्रतोऽस्मीति च स्मरन् ॥ १२२ ॥ शुचिः पुष्पामिषस्तोत्रैर्देवमभ्यर्च्य वेश्मनि । प्रत्याख्यानं यथाशक्ति, कृत्वा देवगृहं व्रजेत् ॥१२३॥ प्रविश्य विधिना तत्र, त्रिः प्रदक्षिणयेज्जिनम् । पुष्पादिभिस्तमभ्यर्च्य, स्तवनैरुत्तमैः स्तुयात् ॥१२४॥ ततो गुरूणामभ्यर्णे, प्रतिप-

---

ગવ્રતના અતિચાર.–(મુનિને દેવા યોગ્ય વસ્તુ) સચિત્ત પદાર્થ ઉપર મૂકવી, તે સચિત્ત પદાર્થથી ઢાંકવી, ગોચરીનો વખત વિત્યાબાદ મુનિને આમંત્રણ કરવું. મત્સર ધરવો અને અન્યવ્યપદેશ કરવો (એ પાંચ અતિચાર) ચોથા શિક્ષાવ્રતમાં કહેલા છે. ૧૧૯.–**મહા શ્રાવકપણું કહે છે.**–એવી રીતે વ્રતમાં રહેલો ભક્તિથી સાત ક્ષેત્રમાં ધન વાવતો અને અતિ કંગાળ ઉપર દયા કરવા વડે મહા શ્રાવક કહેવાય છે. ૧૨૦. જે પુરૂષ મળે એવું, અનિત્ય એવું, ને બાહ્ય એવું ધન સાત ક્ષેત્રમાં વાવતો નથી તે બિચારો દુઃખે આચરી શકાય એવું ચારિત્ર કેમ આચરી શકે? ૧૨૧.–**મહા શ્રાવકની દિન ચર્યા**–બ્રહ્મ મુહુર્તમાં ઉઠી પરમેષ્ટિનું સ્મરણ કરતો એમ સંભારે કે મારો ધર્મ શો? મારૂં કુળ શું? અને મેં કયા વ્રત ધારણ કર્યા છે.? ૧૨૨. પવિત્ર થએલો (ગૃહસ્થ) પુરૂષ, નૈવેદ્ય અને સ્તોત્રોથી ઘરમાં દેવને પૂજીને, યથાશક્તિ પ્રત્યાખ્યાન કરી દેવમંદીરે જાય. ૧૨૩. ત્યાં દેવમંદીરમાં વિધિથી પ્રવેશકરી જિનેશ્વરને ત્રણ વાર પ્રદક્ષિણા કરે. પછી પુષ્પાદિકથી જિનેશ્વરને પૂજી ઉત્તમ સ્તવનોથી જીનેશ્વરની સ્તુતિ કરે. ૧૨૪. ત્યારપછી ભક્તિપૂર્વક ગુરૂપાસે આવી, વિશુદ્ધાત્મા

त्तिपुरःसरम्। विदधीत विशुद्धात्मा, प्रत्याख्यानप्रकाशनम् ॥१२५॥
अभ्युत्थानं तदालोकेऽभियानं च तदागमे । शिरस्यञ्जलिसंश्लेषः,
स्वयमासनढौकनम् ॥ १२६ ॥ आसनाभिग्रहो भक्त्या, वन्दना
पर्युपासनम् । तद्यानेऽनुगमश्चेति, प्रतिपत्तिरियं गुरोः ॥ १२७ ॥
ततः प्रतिनिवृत्तः सन्, स्थानं गत्वा यथोचितम् । सुधीर्धर्माविरो-
धेन, विदधीतार्थचिन्तनम् ॥१२८॥ ततो माध्याह्निकीं पूजां, कुर्या-
त्कृत्वाऽथ भोजनम्। तद्विद्भिः सह शास्त्रार्थरहस्यानि विचारयेत्
॥१२९॥ ततश्च सन्ध्यासमये, कृत्वा देवार्चनं पुनः। कृतावश्यक-
कर्मा च, कुर्यात्स्वाध्यायमुत्तमम् ॥ १३० ॥ न्याय्ये काले ततो
देवगुरुस्मृतिपवित्रितः । निद्रामल्पामुपासीत, प्रायेणाब्रह्मवर्जकः
॥१३१॥ निद्राच्छेदे योषिदङ्गसतत्त्वं परिचिन्तयेत् । स्थूलभद्रा-
दिसाधूनां, तन्निवृत्तिं परामृशन् ॥ १३२ ॥ यकृच्छकृन्मलश्लेष्म-

---

શ્રાવકે પ્રકટ પ્રત્યાખ્યાન કરવું. ૧૨૫. ગુરૂને જોઈ ઉભાથવું,
તેમને આવતા ભાળી સામા જવું, મસ્તકે અંજલી જોડવી
અને પોતે આસન આપવું.૧૨૬. પોતે આસનગ્રહણ ન કરવું.
ભક્તિથી વંદના કરવી, સેવા કરવી અને ગુરૂની પાછળ જવું
એ ગુરૂની પ્રતિપત્તિ–ભક્તિ કહેવાય. ૧૨૭. ત્યાંથી પાછા ફરીને
યથોચિત સ્થાને જઈ ધર્મને વિરોધ ન આવે તેમ બુદ્ધિ-
માને અર્થચિન્તન કરવું. ૧૨૮. ત્યારપછી બપોરની પૂજાકરે.
તથા ભોજન કરીને શાસ્ત્રજ્ઞોસાથે શાસ્ત્ર સંબંધી અર્થના રહસ્યો
વિચારે. ૧૨૯. તે પછી સન્ધ્યા વખતે ફરી દેવપુજન કરી,
આવશ્યક (પ્રતિક્રમણકરી) ઉત્તમ સ્વાધ્યાય કરે. ૧૩૦. કેટ-
લોક વખત વિત્યાબાદ દેવગુરૂનાં સ્મરણ કરવાથી પવિત્ર થયેલો,
અને ઘણું કરીને અબ્રહ્મચર્યને તજનારો (શ્રાવક) થોડી નિદ્રા લે
૧૩૧. નિદ્રાનો છેદ થએ છતે સ્થુલિભદ્રાદી સાધુની કરેલી
સ્રીના શરીરની વિરતીને સ્મરણ કરતો ચિન્તવન કરે.
૧૩૨. નિરન્તર મળ, શ્લેષ્મ, મજ્જા અને હાડકાંઓથી પૂર્ણ

मज्जास्थिपरिपूरिताः। स्नायुस्यूता बहीरम्याः, स्त्रियश्चर्मप्रसेविकाः ॥१३३॥बहिरन्तर्विपर्यासः, स्त्रीशरीरस्य चेद् भवेत्। तस्यैव कामुकः कुर्याद्, गृध्रगोमायुगोपनम् ॥१३४॥स्त्रीशस्त्रेणापि चेत् कामो, जगदेतज्जिगीषति। तुच्छपिच्छमयं शस्त्रं,किं नादत्ते स मूढधीः?॥१३५॥ संकल्पयोनिनानेन, हा हा विश्वं विडंबितम्। तदुत्खनामि संकल्पं, मूलमस्येति चिन्तयेत् ॥१३६॥ यो यः स्याद् बाधको दोषस्तस्य तस्य प्रतिक्रियाम्। चिन्तयेद्दोषमुक्तेषु,प्रमोदं यतिषु व्रजन्॥१३७॥ दुःस्थां भवस्थितिं स्थेम्ना, सर्वजीवेषु चिन्तयन्। निसर्गसुखसर्गं तेष्वपवर्गं विमार्गयेत्॥१३८॥संसर्गेऽप्युपसर्गाणां, दृढव्रतपरायणाः। धन्यास्ते कामदेवाद्याः,श्लाघ्यास्तीर्थकृतामपि॥१३९॥ जिनो देवः कृपा धर्मो, गुरवो यत्र साधवः। श्रावकत्वाय कस्तस्मै, न श्लाघेताविमूढधीः? ॥१४०॥ जिनधर्मविनिर्मुक्तो, मा भुवं चक्रवर्त्यपि।

---

સ્નાયુથી સીવેલી ધમણના જેવી સ્ત્રીઓ બહારથીજ સુંદર છે. ૧૩૩. જો સ્ત્રીના શરીરનો વિપર્યાસ થાય એટલે બહારનું અંદર અને અંદરનું બહાર થાય, તો તેજ શરીરનું ગીધ અને શિઆળથી કામી પુરૂષ રક્ષણ કરે. ૧૩૪. સ્ત્રીરૂપી શસ્ત્રથી પણ કામદેવ જગતને જીતવા ઇચ્છે છે, તો તે મૂર્ખ તુચ્છ પીંછામય શસ્ત્ર શામાટે નથી લેતો ? ૧૩૫. અરેરે ! આ કામદેવે જગતને દુઃખી કર્યું છે, તો હું આના મૂળરૂપ વિચારનેજ ઉખેડી નાખું એમ વિચારે. ૧૩૬. જે જે દોષ પોતાને પીડાકારક હોય તેતે દોષની પ્રતિક્રિયા(ઇલાજ) દોષથી મુક્ત યતિઓ ઉપર હર્ષ પામતો વિચારે. ૧૩૭. સર્વ જીવોમાં સ્થીર ચીત્તથી દુઃસહભવસ્થિતિનો વિચાર કરે અને તેઓને વિષે સ્વભાવિક સુખવાળા મોક્ષની વિચારણા કરે. ૧૩૮. ઉપસર્ગનો સંસર્ગ થયા છતાં પણ દૃઢ વ્રતમાં તત્પર એવા તે કામદેવ વિગેરે શ્રાવકો ધન્ય છે કે જે તીર્થંકરોને પણ વખાણવા યોગ્ય છે. ૧૩૯. જ્યાં જિનેશ્વર દેવ, દયા ધર્મ અને સાધુઓ ગુરૂ છે એવા તે શ્રાવકપણાને કયો બુદ્ધિવાન ન વખાણે ? ૧૪૦. જિન ધર્મ રહિત

स्यां चेटोऽपि दरिद्रोऽपि, जिनधर्माधिवासितः ॥ १४१ ॥ त्यक्तसंगो जीर्णवासा, मलक्लिन्नकलेवरः । भजन्माधुकरीं वृत्तिं, मुनिचर्यां कदा श्रये ॥१४२॥ त्यजन् दुःशीलसंसर्गं, गुरुपादरजः स्पृशन् । कदाहं योगमभ्यस्य, प्रभवेयं भवच्छिदे ॥१४३॥ महानिशायां प्रकृते, कायोत्सर्गे पुराद् बहिः । स्तंभवत्स्कंधकषणं, वृषाः कुर्युः कदा मयि?॥१४४॥ वने पद्मासनासीनं, क्रोडस्थितमृगार्भकम् । कदा घ्रास्यन्ति वक्त्रे मां, जरन्तो मृगयूथपाः ॥१४५॥ शत्रौ मित्रे तृणे स्त्रैणे, स्वर्णेऽश्मनि मणौ मृदि । मोक्षे भवे भविष्यामि, निर्विशेषमतिः कदा ?॥१४६॥ अधिरोढुं गुणश्रेणिं, निश्रेणीं मुक्तिवेश्मनः । परानन्दलताकन्दान्, कुर्यादिति मनोरथान् ॥१४७॥ इत्यहोरात्रिकीं चर्यामप्रमत्तः समाचरन् । यथावदुक्तवृत्तस्थो, गृह-

---

હું ચક્રવર્તિ પણ થાઉં નહિ. પરન્તુ જિનધર્મથી વાસિત નોકર દરિદ્રિ થાઉં (તો સારૂં). ૧૪૧. સંગનો ત્યાગ કરી, જીર્ણ વસ્રવાળો અને મળથી ભિંજાએલા ગાત્રવાળો થઈ માધુકરી વૃત્તિવાળો થઇ મુનિચર્યાનો આશ્રય ક્યારે લઇશ ? ૧૪૨. દુઃશીલના સંગનો ત્યાગ કરી, ગુરૂના ચરણરજને સ્પર્શ કરી, યોગનો અભ્યાસ કરીને ભવનો નાશકરવામાં હું ક્યારે શક્તિમાન થઈશ ? ૧૪૩. નગરની બહાર મધ્યરાત્રિએ કાયોત્સર્ગ કરૂં અને તેમાં સ્તંભની પેઠે બળદો ક્યારે મારા ઉપર ઘર્ષણ કરશે ? ૧૪૪. વનમાં પદ્માસનથી બેઠેલા અને ખોળામાં બેઠેલાં બચ્ચાંઓવાળા ઘરડા મૃગો મારૂં મુખ ક્યારે સુંઘશે ? ૧૪૫. શત્રુ અને મિત્ર ઉપર, તૃણ અને સ્રીઓના સમૂહ ઉપર, સુવર્ણ અને પત્થર ઉપર, મણિ અને માટી ઉપર, મોક્ષ અને સંસાર ઉપર સમાન ચિત્તવાળો ક્યારે હું થઇશ ? ૧૪૬. મોક્ષરૂપી મહેલની ગુણશ્રેણીરૂપ નીસરણી ચડવાને માટે અત્યંત આનંદરૂપ લતાના કંદ જેવા આ મનોરથો શ્રાવકે કરવા ૧૪૭. એ પ્રમાણે અહોરાત્રિ સંબંધી ચર્યાને

स्थोऽपि विशुध्यति॥१४८॥[अहोरात्रचर्या]सोऽथावश्यकयोगानां, भंगे मृत्योरथागमे।कृत्वा संलेखनामादौ,प्रतिपद्य च संयमम्॥१४९॥ जन्मदीक्षाज्ञानमोक्षस्थानेषु श्रीमदर्हताम्। तदभावे गृहेऽरण्ये, स्थंडिले जन्तुवर्जिते ॥१५०॥ त्यक्त्वा चतुर्विधाहारं, नमस्कारपरायणः। आराधनां विधायोच्चैश्चतुःशरणमाश्रितः॥१५१॥ इहलोके परलोके, जीविते मरणे तथा। त्यक्त्वाऽऽशंसां निदानं च, समाधिसुधयोक्षितः॥१५२॥ परिषहोपसर्गेभ्यो, निर्भीको जिनभक्तिभाक्। प्रतिपद्येत मरणमानन्दः श्रावको यथा ॥ १५३॥ युग्मम् ॥ प्राप्तः स कल्पेष्विन्द्रत्वमन्यद्वा स्थानमुत्तमम्। मोदतेऽनुत्तरप्राज्यपुण्यसंभारभाक् ततः ॥१५४॥ च्युत्वोत्पद्य मनुष्येषु, भुक्त्वा भोगान्

---

અપ્રમત્ત થઈ આચરનાર અને યથાર્થ પૂર્વે કહેલા વ્રતમાં રહેલો ગૃહસ્થ પણ શુદ્ધ થાય છે. ૧૪૮. તે ગૃહસ્થ આવશ્યક યોગોનો ભંગ થએછતે અને મૃત્યુ આવેછતે પ્રથમ સંલેખના કરી અને ચારિત્ર અંગીકાર કરી. ૧૪૯ અરિહંતના જન્મ, દીક્ષા, જ્ઞાન અને મોક્ષ કલ્યાણકના સ્થાનકોમાં, તેના અભાવે ઘરમાં, અરણ્ય ભૂમિમાં અને જંતુ રહિત સ્થંડિલની જગામાં સંલેખના કરે. ૧૫૦. ચાર પ્રકારના આહારનો ત્યાગ કરી, નવકાર મંત્રમાં તત્પર, સારી રીતે તેઓ આરાધના કરીને ચાર શરણ અંગીકાર કરે. ૧૫૧. આ લોકસંબંધી, પરલોક સંબંધી, જીવીત સંબંધી અને મરણ સંબંધીની આશંસા તથા નિયાણાનો ત્યાગ કરી સમાધિરૂપ અમૃતથી સિંચાએલ. પરિસહ અને ઉપસર્ગથી ભય નહિ પામનાર, જિનેશ્વર ઉપર ભક્તિમાન થકો આનંદ શ્રાવકની જેમ મરણ અંગીકાર કરે. ૧૫૨–૧૫૩. તેથી તે શ્રાવક કલ્પોમાં ઈન્દ્રપણું અથવા બીજું ઉત્તમ સ્થાન પામી અનુત્તર-મહાન પુન્યના સમૂહને ભોગવનાર આનંદ પામે છે. ૧૫૪. ત્યાંથી ચ્યવી, મનુષ્યોમાં ઉત્પન્નથઈ અતિદુર્લભ ભોગો ભોગવી

सुदुर्लभान्। विरक्तो मुक्तिमाप्नोति, शुद्धात्माऽन्तर्भवाष्टकम्॥ १५५॥ इति संक्षेपतः सम्यग्, रत्नत्रयमुदीरितम्। सर्वोऽपि यदनासाद्य, नासादयति निर्वृतिम् ॥१५६॥

:ꦿ:ꦿ:ꦿ:

## ॥ चतुर्थः प्रकाशः ॥ ४

आत्मैव दर्शनज्ञानचारित्राण्यथवा यतेः। यत्तदात्मक एवैष, शरीरमधितिष्ठति ॥१॥ आत्मानमात्मना वेत्ति, मोहत्यागाद्य आत्मनि। तदेव तस्य चारित्रं, तज्ज्ञानं तच्च दर्शनम् ॥२॥ आत्माज्ञानभवं दुःखमात्मज्ञानेन हन्यते। तपसाऽप्यात्मविज्ञानहीनैश्छेत्तुं न शक्यते ॥३॥ अयमात्मैव चिद्रूपः, शरीरी कर्मयोगतः। ध्यानाग्निदग्धकर्मा तु, सिद्धात्मा स्यान्निरञ्जनः ॥४॥ अयमात्मैव संसारः,

---

વિરક્ત થઈ શુદ્ધાત્મા આઠ ભવમાં મુક્તિ પામે છે. ૧૫૫. એ પ્રમાણે સંક્ષેપથી સમ્યક્ પ્રકારે ત્રણ રત્ન કહ્યાં જે ત્રણ રત્ન પામ્યા વિના કોઈ પણ મોક્ષ પામતું નથી. ૧૫૬.



## इति योगशास्त्रे तृतीयप्रकाशस्य गूर्जरगिरायां अनुवादः

### "હવે ચોથા પ્રકાશનો અનુવાદ."

અથવા યતિને આત્માજ દર્શન જ્ઞાન અને ચારિત્ર રૂપ છે, કેમકે આ આત્માજ તત્સ્વરૂપે શરીરમાં રહેલો છે. ૧. જે યતિ આત્મામાં આત્માવડે આત્માને જાણે છે તેજ તેનાં ચારિત્ર, જ્ઞાન અને દર્શન છે. ૨. આત્મસ્વરૂપનું જ્ઞાન ન થવાથી દુઃખ થાય છે, જે આત્માનું યથાવસ્થિત જ્ઞાન થાય તેથીજ નાશ પામે છે. આત્મસ્વરૂપના બોધવિના તપસ્યાથી પણ તે દુઃખ નાશ કરી શકાતું નથી. ૩. આ આત્માજ ચિદ્રુપ છે અને કર્મના સંબંધથી શરીરવાલો છે, તથા ધ્યાનરૂપ અગ્નીથી કર્મ બાળી નિરંજન સિદ્ધાત્મા થાય છે. ૪. કષાય

कषायेन्द्रियनिर्जितः । तमेव तद्विजेतारं, मोक्षमाहुर्मनीषिणः ॥५॥ स्युः कषायाः क्रोधमानमायालोभाः शरीरिणाम् । चतुर्विधास्ते प्रत्येकं, भेदैः संज्वलनादिभिः ॥६॥ पक्षं संज्वलनः प्रत्याख्यानो मासचतुष्टयम् । अप्रत्याख्यानको वर्षं, जन्मानन्तानुबन्धकः ॥७॥ वीतरागयतिश्राद्धसम्यग्दृष्टित्वघातकाः । ते देवत्वमनुष्यत्वतिर्यक्त्वनरकप्रदाः ॥८॥ तत्रोपतापकः क्रोधः, क्रोधो वैरस्य कारणम् । दुर्गतेर्वर्त्तनी क्रोधः, क्रोधः शमसुखार्गला ॥९॥ उत्पद्यमानः प्रथमं, दहत्येव स्वमाश्रयम् । क्रोधः कृशानुवत् पश्चादन्यं दहति वा न वा ॥१० क्रोधवह्नेस्तदह्नाय, शमनाय शुभात्मभिः । श्रयणीया क्षमैकैव, संयमारामसारणिः ॥११॥ विनयश्रुतशीलानां, त्रिवर्गस्य च घातकः ।

---

અને ઇન્દ્રિઓથી જીતાએલો આ આત્માજ સંસારછે, અને તે કષાય તથા ઈન્દ્રિઓને જીતનારા આત્માનેજ પંડિતો મોક્ષ કહે છે. ૫. ક્રોધ, માન, માયા ને લોભ એ કષાયો દેહધારી જીવોને હોય છે. તે દરેક સંજ્વલનાદિકના ભેદથી ચાર પ્રકારે છે. ૬. સંજ્વલનકષાય એકપક્ષસુધી, પ્રત્યાખ્યાનકષાય ચાર માસસુધી, અપ્રત્યાખ્યાનકષાય એકવર્ષસુધી અને અનન્તાનુબન્ધીકષાય યાવજજીવીતસુધી રહે છે. ૭. તે કષાયો અનુક્રમે વીતરાગપણું, યતિપણું, શ્રાવકપણું અને સમ્યગ્દ્દષ્ટિપણાને નાશ કરનારા છે, તથા દેવપણું મનુષ્યપણું, તિર્યકપણું અને નરકપણું આપનાર છે. ૮. તેમાં ક્રોધ ઉપતાપ કરનાર છે, ક્રોધ વરનું કારણ છે, ક્રોધ દુર્ગતિનો માર્ગ છે અને ક્રોધ સમતારૂપી સુખને અર્ગલા સમાન છે. ૯. અગ્નિપેઠે ઉત્પન્ન થતો ક્રોધ પ્રથમ પોતાના આશ્રયને બાળે છે અને પછી બીજાને બાળે અથવા ન બાળે. ૧૦ ક્રોધ રૂપી અગ્નિને એકદમ શાન્ત કરવાને શુભાત્માઓએ સંયમરૂપ ઉદ્યાનમાં નીકસમાન એવી એક ક્ષમાનોજ આશ્રય કરવો. ૧૧ વિનય, શ્રુત, શીલ અને ત્રિવર્ગનો ઘાત કરનાર માન, મનુષ્યોના વિવેક

विवेकलोचनं लुम्पन्मानोऽन्धंकरणो नृणाम् ॥ १२ ॥ जातिलाभ-
कुलैश्वर्यबलैरूपतपःश्रुतैः । कुर्वन्मदं पुनस्तानि, हीनानि लभते
जनः ॥१३॥ उत्सर्पयन्दोषशाखा, गुणमूलान्यधो नयन् । उन्मूल-
नीयो मानद्रुस्तन्मार्दवसरित्प्लवैः ॥१४॥ असूनृतस्य जननी, परशुः
शीलशाखिनः । जन्मभूमिराविद्यानां, माया दुर्गतिकारणम् ॥१५॥
कौटल्यपटवः पापा, मायया बकवृत्तयः । भुवनं वञ्चयमाना, वञ्चय-
न्ते स्वमेव हि ॥१६॥ तदार्जवमहौषध्या, जगदानन्दहेतुना। जये-
ज्जगद्द्रोहकरीं, मायां विषधरीमिव ॥१७॥आकरः सर्वदोषाणां,
गुणग्रसनराक्षसः। कन्दो व्यसनवल्लीनां, लोभः सर्वार्थबाधकः॥१८॥
धनहीनः शतमेकं, सहस्रं शतवानपि । सहस्राधिपतिर्लक्षं, कोटिं
लक्षेश्वरोऽपि च ॥१९॥ कोटीश्वरो नरेन्द्रत्वं, नरेन्द्रश्चक्रवर्त्तिताम् ।

---

રૂપ લોચનને ફોડી નાંખી અન્ધકરનાર છે. ૧૨ જાતિ, લાભ, કુળ, ઐશ્વર્ય, બળ, રૂપ, તપ અને શ્રુતથી મદ કરનાર માણુસ, ફરીથી તે હીનતાને મેળવે છે. ૧૩. દોષરૂપી શાખાઓને વિસ્તારનાર, ગુણુરૂપી મૂળોને નીચે લઇ જનાર એવા અભિમાન રૂપી વૃક્ષને નમ્રતારૂપ નદીના પ્રવાહથી ઉખેડી નાખવો જોઇએ. ૧૪ અસત્યને ઉત્પન્ન કરનાર, શીલરૂપ વૃક્ષને કુહાડા સમાન અને અવિદ્યાની જન્મભૂમિ એવી માયા દુર્ગતિનું કારણુ છે. ૧૫. કુટિલતામાં ચતુર અને માયાથી બકવૃત્તિ ધરનારા પાપીઓ જગતને ઠગતા પોતેજ ઠગાય છે. ૧૬. તે માટે જગતને આનન્દના હેતુભૂત સરળતારૂપ મહૌષધીથી જગતને દ્રોહ કરનાર નાગણી જેવી માયાને જય કરવો ૧૭. સર્વ દોષોની ખાણુ સમાન, ગુણોનું ભક્ષણુ કરવામાં રાક્ષસ સમાન અને કષ્ટરૂપી લતાઓના મૂળ જેવો લોભ સર્વ અર્થને બાધા કરનાર છે. ૧૮. નિર્ધન સોને, સોવાળો લાખને અને લાખનો સ્વામી ક્રોડને (ઇચ્છે છે) ૧૯. ક્રોટીશ્વર રાજાપણાને રાજા ચક્ર-

चक्रवर्ती च देवत्वं, देवो ऽपीन्द्रत्वमिच्छति ॥ २० ॥ इन्द्रत्वेऽपि हि संप्राप्ते, यदिच्छा न निवर्तते । मूले कनीयांस्तल्लोभः, शराव इव वर्धते ॥२१॥ लोभसागरमुद्वेलमतिवेलं महामतिः । सन्तोष-सेतुबन्धेन, प्रसरन्तं निवारयेत् ॥२२॥ क्षान्त्या क्रोधो मृदुत्वेन, मानो मायाऽऽर्जवेन च । लोभश्चानीहया जेयाः, कषाया इति संग्रहः ॥२३॥ विनेन्द्रियजयं नैव, कषायान् जेतुमीश्वरः । हन्यते हैमनं जाड्यं, न विना ज्वलितानलम् ॥२४॥ अदान्तैरिन्द्रियहयै-श्चलैरपथगामिभिः । आकृष्य नरकारण्ये, जन्तुः सपदि नीयते ॥२५॥ इन्द्रियैर्विजितो जन्तुः, कषायैरभिभूयते । वीरैः कृष्टेष्टिकः पूर्वं, वप्रः कैः कैर्न खण्ड्यते? ॥२६॥ कुलघाताय पाताय, बन्धाय च वधाय च । अनिर्जितानि जायन्ते, करणानि शरीरिणाम् ॥२७॥

---

વલિપણાને ચક્રવર્તિ દેવપણાને અને દેવ પણ ઇન્દ્રપણાને ઇચ્છે છે. ૨૦. ઇન્દ્રપણુ પ્રાપ્ત થયે છતે પણ ઇચ્છા શાન્ત થતી નથી એવો તે લોભ શરૂવાતમાં નાનો હોય છે પરન્તુ પછી શરાવની જેમ વૃદ્ધિ પામે છે. ૨૧. વારંવાર મોટી ભરતીની જેમ પ્રસરતા લોભરૂપિ સમુદ્રને બુદ્ધિમાને સંતોષરૂપ પાજથી અટકાવવો જોઇએ. ૨૨. ક્ષમાથી ક્રોધ, નમ્રતાથી માન, સરળતાથી માયા અને અનીચ્છાથી લોભ જીતવો. એમ કષાયો જીતવાનો સંગ્રહ કહ્યો. ૨૩. ઇન્દ્રિયજયવિના કષાયો જીતવાને સમર્થ નજ થવાય કેમકે હેમંતરૂતુની ટાઢ પ્રજવલિત અગ્નિ વીના નાશ ન કરાય. ૨૪ દમન નહિ કરેલા ચપળ અને અવળે માર્ગે જનાર ઇન્દ્રિયરૂપી અશ્વોથી ખેંચાઈને જીવ એકદમ નરકરૂપ અરણ્યમાં લઈ જવાય છે. ૨૫ ઇન્દ્રિયોથી જીતાએલો જીવ કષાયોથી પરાભવ પામે છે. કેમકે વીરોએ પ્રથમ ખેંચેલી ઇંટવાળો કિલ્લો કોનાકોનાથી ન ખંડિત થાય ?, સર્વથી થાય. ૨૬ નહિ જીતેલી ઇન્દ્રિયો દેહધારી જીવોને કુળના ઘાતમાટે, પતન માટે, બંધન માટે અને વધના હેતુ માટે થાય છે. ૨૭ હાથણીના સ્પર્શ સુખ-

वशास्पर्शसुखास्वादप्रसारितकरः करी । आलानबन्धनक्लेशमासादयति तत्क्षणात् ॥२८॥ पयस्यगाधे विचरन्, गिलन् गलगतामिषम् । मैनिकस्य करे दीनो, मीनः पतति निश्चितम् ॥२९॥ निपतन्मत्तमातंगकपोले गन्धलोलुपः । कर्णतालतलाघातान्मृत्युमाप्नोति षट्पदः ॥३०॥ कनकच्छेदसंकाशशिखालोकविमोहितः। रभसेन पतन् दीपे, शलभो लभते मृतिम् ॥३१॥ हरिणो हारिणीं गीतिमाकर्णयितुमुद्धुरः। आकर्णाकृष्टचापस्य, याति व्याधस्य वेध्यताम् ॥ ३२ ॥ एवं विषय एकैकः; पञ्चत्वाय निषेवितः । कथं हि युगपत् पञ्च, पञ्चत्वाय भवन्ति न ? ॥३३ ॥ तदिन्द्रियजयं कुर्यान्मनःशुद्ध्या महामतिः । यां विना यमनियमैः, कायक्लेशो वृथा नृणाम् ॥ ३४ ॥ मनःक्षपाचरो भ्राम्यन्नपशंकं निरंकुशः । प्रपातयति संसारावर्तगर्ते जगत्त्रयीम् ॥३५॥ तप्यमानांस्तपो मुक्तौ,

---

ના આસ્વાદથી સૂંઢ લાંબી કરનાર હાથી તરતજ આલાનસ્તંભ સાથે બન્ધનના કુલેશને પામે છે. ૨૮. અગાધ પાણીમાં ફરનાર ગરીબ મત્સ્ય લોઢાના સળીઆમાં રહેલું માંસ ખાતાં નિશ્ચય પારધીના હાથમાં પડે છે. ૨૯. ગંધને લોલુપી ભમરો મદોન્મત્ત હસ્તીના કપોલપર બેસતા કર્ણતાલના આઘાતથી મરણુ પામે છે. ૩૦. સુવર્ણના છેદજેવી શીખાના પ્રકાશમાં મોહપામેલો પતંગીઓ મુર્ખાઈથી દીવામાં પડતાં મૃત્યુ પામે છે. ૩૧. મનોહર ગીત સાંભળવામાં ઉત્સુકહરણુ પારધીના કાન સુધી ખેંચેલા બાણુથી વીંધાય છે. ૩૨. એ પ્રમાણે એક એક વિષય સેવેલો મરણુમાટે થાય છે, તો એકીસાથે પાંચે સેવાતા મોતને માટે કેમ ન થાય ? ૩૩. તે માટે મનઃશુદ્ધિથી બુદ્ધિમાને ઇન્દ્રિયજય કરવો. કેમકે તેની શુદ્ધિવિના મનુષ્યોને યમનિયમથી ફોગટ કાયકલેશજ થાય છે. ૩૪. શંકારહિત નિરંકુશ ભ્રમણુ કરતો મનરૂપી રાક્ષસ સંસારાવર્તરૂપ ખાડામાં ત્રણુ જગત્‌ના જીવોને પાડે છે. ૩૫. મોક્ષમાં જવાની ઇચ્છાવાળા તપ તપતા

गन्तुकामान् शरीरिण: । वात्येव तरलं चेत:, क्षिपत्यन्यत्र कुत्रचित् ॥ ३६ ॥ अनिरुद्धमनस्क: सन्, योगश्रद्धां दधाति य: । पद्भ्यां जिगमिषुर्ग्रामं, स पंगुरिव हस्यते ॥ ३७ ॥ मनोरोधे निरुध्यन्ते, कर्माण्यपि समन्ततः । अनिरुद्धमनस्कस्य, प्रसरन्ति हि तान्यपि ॥३८॥ मन:कपिरयं विश्वपरिभ्रमणलम्पट: । नियंत्रणीयो यत्नेन, मुक्तिमिच्छुभिरात्मन: ॥ ३९ ॥ दीपिका खल्वनिर्वाणा, निर्वाणपथदर्शिनी । एकैव मनस:शुद्धि:, समाम्नाता मनीषिभि: ॥४०॥ सत्यां हि मनसः शुद्धौ, सन्त्यसन्तोऽपि सद्गुणा:। सन्तोऽप्यसत्यां नो सान्ति, सैव कार्या बुधैस्तत: ॥ ४१ ॥ मन:शुद्धिमबिभ्राणा, ये तपस्यन्ति मुक्तये। त्यक्त्वा नावं भुजाभ्यां ते, तितीर्षन्ति महार्णवं ॥४२॥ तपस्विनो मनः शुद्धिं, विनाभूतस्य सर्वथा। ध्यानं खलु मुधा चक्षुर्विकलस्येव दर्पण:॥४३॥ तदवश्यं मन:शुद्धि:, कर्तव्या

---

જીવોને વાયુની જેમ ચપળ ચિત્ત કંઈ જુદેજ ઠેકાણે ફેંકી દે છે. ૩૬. જે માણુસ મનનો રોધ કર્યા વિના યોગ શ્રદ્ધા ધારણુ કરે છે તે માણુસ, પગથી ગ્રામાન્તિરે જવાની ઇચ્છા વાળા લંગડાની જેમ હાંસી પામે છે. ૩૭. મનનો રોધ કર્યે છતે કર્મો પણુ સર્વથા રોકાય છે. અને મન નહિ રોકનાર માણુસને તેજ કર્મો વૃદ્ધિ પામે છે. ૩૮. આત્માની મુક્તિ ઇચ્છિનારાઓએ વિશ્વમાં ભ્રમણુ કરવામાં લંપટ મન રૂપી વાંદરાને યત્નથી વશ કરવો. ૩૯. એક મનશુદ્ધિજ પંડિતોએ મોક્ષમાર્ગ બતાવનારી અને નહિ ઓલવાય તેવી દીવીજેવી માનેલી છે. ૪૦. મન:શુદ્ધિ છતે અછતા ગુણો પણુ સદગુણો થાય છે અને તે ન હોય તો છતા પણુ ગુણો નાશ પામે છે. માટે પંડિતોએ તે મન:શુદ્ધિજ કરવી. ૪૧. જેઓ મન:શુદ્ધિ ધારણુકર્યાવિના મુક્તિમાટે તપસ્યા કરે છે તેઓ વહાણુ તજી દઈ હાથેથી મોટો સમુદ્ર તરવા ઇચ્છેછે. ૪૨. આંધળા માણુસને દર્પણુની જેમ મન:શુદ્ધિ વિનાના તપસ્વિનું ધ્યાન સર્વથા ખરેખર ફોગટ છે. ૪૩. તે માટે મોક્ષ

सिद्धिमिच्छता। तपःश्रुतयमप्रायैः, किमन्यैः कायदण्डनैः ॥४४॥ मनःशुद्ध्यैव कर्तव्यो, रागद्वेषविनिर्जयः। कालुष्यं येन हित्वाऽऽत्मा, स्वस्वरूपेऽवतिष्ठति ॥४५॥ आत्मायत्तमपि स्वान्तं, कुर्वतामपि योगिनाम् ॥ रागादिभिः समाक्रम्य, परायत्तं विधीयते ॥४६॥ रक्ष्यमाणमपि स्वान्तं, समादाय मनाग् मिषम्।पिशाचा इव रागाद्याश्छलयन्ति मुहुर्मुहुः ॥४७॥ रागादितिमिरध्वस्तज्ञानेन मनसा जनः। अन्धेनान्ध इवाकृष्टः, पात्यते नरकावटे॥४८॥अस्ततन्द्रैरतः पुंभिर्निर्वाणपदकांक्षिभिः।विधातव्यःसमत्वेन,रागद्वेषद्विषज्जयः।४९। अमन्दानन्दजनने, साम्ये वारिणि मज्जताम्। जायते सहसा पुंसां, रागद्वेषमलक्षयः ॥५०॥ प्रणिहन्ति क्षणार्धेन, साम्यमालम्ब्य कर्म तत्। यन्न हन्यान्नरस्तीव्रतपसा जन्मकोटिभिः ॥५१॥ कर्म जीवं

---

ઇચ્છનારાઓએ મનઃશુદ્ધિ અવશ્ય કરવી. તે સિવાય બીજા કાયાને ક્લેશ કરનારા તપ, શ્રુત અને યમાદિ જેવાથી શું? ૪૪. મનઃશુદ્ધિ માટે રાગદ્વેષને જય કરવે, જેથી આત્મા મલિનતાને ત્યાગ કરી સ્વ સ્વરૂપમાં રહે. ૪૫. પોતાને સ્વાધીન કરનારા યોગીયોનું મન પણ રાગાદિ વડે આક્રમણ કરીને પરાધીન કરાય છે. ૪૬. મનનું રક્ષણ કર્યા છતાં પણ કંઇક બાનું લઇને પિશાચોની પેઠે રાગાદિ વારંવાર છળે છે. ૪૭. આંધળાથી દોરાએલા આંધળાની જેમ રાગાદિ અન્ધકારથી નાશ પામેલ જ્ઞાનવાળા મનુષ્ય મનથી નર્કરૂપ ખાડીમાં પડે છે. ૪૮. આ કારણથી મોક્ષપદને ઇચ્છનારા સાવધાન પુરુષોએ સમભાવથી રાગદ્વેષને જય કરવો. ૪૯. અત્યન્ત આનન્દ ઉત્પન્ન કરનાર સમભાવરૂપ જળમાં સ્નાન કરનારા પુરુષોના રાગદ્વેષ એકદમ ક્ષય પામે છે. ૫૦. મનુષ્ય સમભાવનું અવલંબન કરીને જેટલા કર્મને અર્ધ ક્ષણમાં નાશ કરે છે, તેટલાં કર્મોને કોડો જન્મે તીવ્ર તપસ્યાથી પણ નાશ ન કરાય. ૫૧. કર્મ અને જીવ જોડાએલાં છે તેને

च संश्लिष्टं, परिज्ञातात्मनिश्चयः । विभिन्नीकुरुते साधुः, सामायिकशलाकया ॥५२॥ रागादिध्वान्तविध्वंसे,कृते सामायिकांशुना॥ स्वस्मिन् स्वरूपं पश्यन्ति, योगिनःपरमात्मनः ॥५३॥ स्निह्यन्ति जन्तवो नित्यं, वैरिणोऽपि परस्परं । अपि स्वार्थकृते साम्यभाजः साधोः प्रभावतः ॥५४॥ साम्यं स्यान्निर्ममत्वेन, तत्कृते भावनाः श्रयेत् । अनित्यतामशरणं, भवमेकत्वमन्यताम् ॥५५॥ अशौचमाश्रवविधिं, संवरं कर्मनिर्जराम् । धर्मस्वाख्याततां लोकं, द्वादशीं बोधिभावनाम् ॥ ५६ ॥ यत्प्रातस्तन्न मध्याह्ने, यन्मध्याह्ने न तन्निशि । निरीक्ष्यते भवेऽस्मिन् हा, पदार्थानामनित्यता ॥५७॥ शरीरं देहिनां सर्वपुरुषार्थनिबंधनम् । प्रचंडपवनोद्धूतघनाघनवि-

---

આત્માના નિશ્ચય સ્વરૂપને જાણવાવાળો સાધુ સામાયિકરૂપ શલાકાથી જુદાં કરે છે. ૫૨. સામાયિકરૂપ કિરણોથી રાગાદિરૂપ અન્ધકારનો નાશ કરેછતે યોગીઓ પોતાની અન્દર પરમાત્માનું સ્વરૂપ જુએ છે. ૫૩. સ્વાર્થ માટે પણ સમભાવવાળા સાધુના પ્રભાવથી નિત્ય વૈરવાળા જીવો એક બીજા ઉપર સ્નેહ કરે છે. ૫૪. [તે ભાવનાઓ કહે છે.] સમભાવ નિર્મમત્વથી થાય છે તેથીજ તે (સમભાવ) માટે ભાવનાનો આશ્રય કરવો. અનિત્યપણું, (૧) અશરણપણું, (૨)સંસાર, (૩) એકત્વ (૪) અને અન્યત્વ (૫) ૫૫. અશુચિભાવના, (૬) આશ્રવભાવના; (૭) સંવરભાવના; (૮) કર્મનિર્જરભાવના,(૯) ધર્મસુઆખ્યાતપણાનીભાવના, (૧૦) લોકભાવના (૧૧) અને બારમી બોધિ ભાવના. (૧૨) ૫૬. [એ ભાવનાનાં નામો કહ્યાં] તેમાં પહેલાં અનિત્ય ભાવનાનું સ્વરૂપ કહે છે- હા ! જે સવારે છે તે મધ્યાહ્ને નથી અને જે મધ્યાહ્ને છે તે રાત્રીએ નથી એ આ સંસારમાં પદાર્થોની અનિત્યતા જણાય છે. ૫૭. પ્રાણીના સર્વ પુરૂષાર્થનું કારણ શરીર છે તે પણ પ્રચંડ પવનથી વીખરાઇ જતાં વાદળાની જેમ નાશ-

नश्वरम् ॥ ५८ ॥ कल्लोलचपला लक्ष्मीः, संगमाः स्वप्नसन्निभाः । वात्याव्यतिकरोत्क्षिप्ततूलतुल्यं च यौवनम् ॥५९॥ इत्यनित्यं जगद्वृत्तं,स्थिरचित्तः प्रतिक्षणम् । तृष्णाकृष्णाहिमंत्राय, निर्ममत्वाय चिन्तयेत्॥६०॥ १ ।इन्द्रोपेन्द्रादयोऽप्येते, यन्मृत्योर्यान्ति गोचरम्। अहो तदन्तकातंके, कः शरण्यःशरीरिणाम्?॥६१॥पितुर्मातुः स्वसुर्भ्रातुस्तनयानां च पश्यताम्। अत्राणो नीयते जन्तुः, कर्मभिर्यमसद्मनि ॥६२॥ शोचन्ति स्वजनानन्तं, नीयमानान् स्वकर्मभिः॥ नेष्यमाणं तु शोचन्ति,नात्मानं मूढबुद्धयः॥६३॥संसारे दुःखदावाग्निज्वलज्ज्वालाकरालिते । वने मृगार्भकस्येव, शरणं नास्ति देहिनाम् ॥६४॥२।श्रोत्रियः श्वपचः स्वामी,पत्तिर्ब्रह्मा कृमिश्च सः।

---

વાન છે. ૫૮. કલ્લોલની જેમ લક્ષ્મી ચપળ છે. સંયોગો સ્વપ્ન જેવા છે અને યૌવન વાયુથી ઉડાડેલા રૂ જેવું છે. ૫૯. તૃષ્ણારૂપી કાળા સર્પને વશ કરવા મંત્ર સમાન એવા નિર્મમત્વ માટે સ્થિરચિત્ત થઈ દરેક ક્ષણે આ પ્રમાણે અનિત્ય જગતનું સ્વરૂપ વિચારે. ૬૦.–બીજી અશરણ ભાવના કહે છે.–જો ઇન્દ્ર અને ઉપેન્દ્ર વિગેરે પણ મૃત્યુવશ થાય છે, તો અહો ? મરણનો ભય આવે છતે પ્રાણીઓને કોણ શરણ કરવા યોગ્ય છે? ૬૧. પિતા, માતા, બ્હેન ભાઈ અને પુત્રોનાં જોતાં થકાં શરણવિનાના આ જીવને કર્મો યમગૃહમાં લઈ જાય છે. ૬૨. મૂઢ બુદ્ધિવાળાઓ પોતાના કર્મથી મરણ પામતા સ્વજનોનો શોક કરે છે, પરન્તુ ભવિષ્યમાં મરણ તરફ લઈ જવાતા પોતાના આત્માનો શોક કરતા નથી. ૬૩. દુઃખરૂપ દાવાગ્નિની પ્રજ્વલિત જ્વાળાઓથી ભયંકર આ સંસારમાં પ્રાણિઓને વનમાં મૃગના બાળકની જેમ (કોઈ) શરણ નથી. ૬૪. [ત્રીજી સંસારભાવના કહે છે ! ] આ એક જીવ બ્રાહ્મણ, ચંડાળ, સ્વામિ, પગે ચાલનાર, બ્રહ્મા અને કૃમિ પણ થાય છે. જેમ સંસા-

संसारनाट्ये नटवत्, संसारी हन्त चेष्टते ॥६५॥ न याति कतमां योनिं, कतमां वा न मुञ्चति। संसारी कर्मसंबंधादवक्रयकुटीमिव?॥६६॥ समग्रलोकाकाशेऽपि, नानारूपैःस्वकर्मभिः। वालाग्रमपि तन्नास्ति, यन्न स्पृष्टं शरीरिभिः ॥६७॥३। एक उत्पद्यते जन्तुरेक एव विपद्यते। कर्माण्यनुभवत्येकः, प्रचितानि भवान्तरे ॥६८॥ अन्यैस्तेनार्जितं वित्तं, भूयः संभूय भुज्यते। स त्वेको नरकक्रोडे,क्लिश्यते निजकर्मभिः॥६९॥४।यत्रान्यत्वं शरीरेण, वैसादृश्याच्छरीरिणः। धनबन्धुसहायानां, तत्रान्यत्वं न दुर्वचम् ॥ ७० ॥ यो देहधनबन्धुभ्यो, भिन्नमात्मानमीक्षते। क्व शोकशंकुना तस्य, हन्तातंकः प्रतन्यते? ॥७१॥५। रसासृङ्मांसमेदोऽस्थिमज्जाशुक्रांत्रवर्चसाम्। अशुचीनां पदं कायः, शुचित्वं

---

રીજીવ સંસારરૂપ નાટકમાં અહો! નટની જેમ ચેષ્ટા કરે છે. ૬૫. સંસારી જીવ કર્મના સંબંધથી ભાડાની કોટડીની જેમ કઈ યોનિમાં નથી જતો અને કઇ યોનિ નથી મૂકતો? ૬૬. સમગ્રલોકાકાશમાં વાળાગ્રમાત્ર પણ ભાગ નથી કે જે જીવોએ પોતાના કર્મથી વિવિધ રૂપ ધારણ કરવાથી ન સ્પર્શ્યો હોય. ૬૬. [ ચોથી એકત્વભાવના કહે છે ] જીવ એકલોજ ઉત્પન્ન થાય છે અને એકલોજ મરણ પામે છે તથા એકઠાં કરેલાં કર્મ ભવાન્તરમાં એકલોજ અનુભવે છે. ૬૮. તેણે મેળવેલું દ્રવ્ય બીજા ઘણા એકઠા મળીને ભોગવે છે અને તે જીવ પોતાના કર્મ વડે એકલોજ નરકમાં દુઃખ પામે છે. ૬૯. પાંચમી અન્યત્વભાવના કહે છે ] જયાં શરીરથી જીવનું વિસદશપણું હોવાથી ભિન્નપણું છે ત્યાં ધન, બન્ધુ અને સહાયકોનું અન્યપણું એ અસત્ય નથી ૭૦. જે પુરૂષ દેહ, ધન અને બન્ધુથી આત્માને ભિન્ન જુએ છે તેને શોક રૂપ શંકુ કેવી રીતે પીડા કરી શકે. ૭૧. [છઠ્ઠી અશુચીભાવના કહે છે] રસ, રૂધીર, માંસ, મેદ, હાડકાં, મજ્જા, વીર્ય, આંતરડા અને વિષ્ટાદિ અશુચિના

सस्य तत्कुतः? ॥ ७२ ॥ नवस्रोतःस्रवद्विस्ररसनिस्यन्दपिच्छिले । देहेऽपि शौचसंकल्पो, महन्मोहविजृंभितम् ॥७३॥६॥मनोवाक्काय- कर्माणि, योगाः कर्म शुभाशुभम् ।यदाश्रवन्ति जन्तूनामाश्रवास्तेन कीर्तिताः ॥७४॥ मैत्र्यादिवासितं चेतः, कर्म सूते शुभात्मकम् । कषायविषयाक्रान्तं, वितनोत्यशुभं पुनः ॥७५॥शुभार्जनाय निर्मि- थ्यं, श्रुतज्ञानाश्रितं वचः । विपरीतं पुनर्ज्ञेयमशुभार्जनहेतवे॥७६॥ शरीरेण सुगुप्तेन,शरीरी चिनुते शुभम्। सततारंभिणा जन्तुघातके- नाशुभं पुनः ॥७७॥ कषाया विषया योगाः, प्रमादाविरती तथा । मिथ्यात्वमार्त्तरौद्रे चेत्यशुभं प्रति हेतवः ॥७८॥७।सर्वेषामाश्रवाणां तु, निरोधः संवरः स्मृतः। स पुनर्भिद्यते द्वेधा, द्रव्यभावविभेदतः॥७९॥

---

સ્થાનરૂપ કાયા છે તેને પવિત્રપણું ક્યાંથી હોય? ૭૨. નવ દ્વારથી નિકળતા દુર્ગંધી રસથી ખરડાએલા શરીરમાં પવિત્ર- તાનો સંકલ્પ કરવો એ મહા મોહનું જ ચેષ્ઠિત છે. ૭૩. [સાતમી આશ્રવભાવના કહે છે] મન વચન ને કાયાની ચેષ્ઠા તે યોગો છે, તેથી જીવોને જે માટે શુભાશુભ કર્મ આવે છે તે માટે આશ્રવ કહેવાય છે. ૭૪ મૈત્રિઆદિભાવનાથી વાસીત ચિત્ત શુભકર્મ ઉત્પન્ન કરે છે અને વિષય તથા કષાયથી આક્રાન્ત થએલું ચિત્ત અશુભકર્મ વિસ્તારે છે, ૭૫. શ્રુતજ્ઞાનાશ્રીત સત્યવચન શુભકર્મ મેળવવા માટે થાય છે અને તેથી વિપરીત વચન અશુભકર્મ મેળવવાના હેતુ માટે જાણવું. ૭૬. સુગુપ્તશરીરથી જીવ શુભકર્મ મેળવે- છે અને નિરન્તર આરંભી તથા જીવઘાત કરનારથી અશુ- ભકર્મ મેળવાય છે. ૭૭. કષાય, વિષય, યોગ, પ્રમાદ, અવિરતી, મિથ્યાત્વ. આર્ત અને રોદ્રધ્યાન એ અશુભ કર્મના પ્રત્યે હેતુ ભૂત છે. ૭૮. [આઠમી સંવરભાવના કહે છે] સર્વ આશ્રવોનો નિરોધ તે સંવર કહ્યો છે; અને તે દ્રવ્ય તથા ભાવના ભેદથી બે પ્રકારે ભેદ પામે છે. ૭૯.

यः कर्मपुद्गलादाननच्छेदः स द्रव्यसंवरः । भवहेतुक्रियात्यागः, स पुनर्भावसंवरः ॥८०॥ येन येन ह्युपायेन, रुध्यते यो य आश्रवः । तस्य तस्य निरोधाय, स स योज्यो मनीषिभिः ॥८१॥ क्षमया मृदुभावेन, ऋजुत्वेनाप्यनीहया । क्रोधं मानं तथा मायां, लोभं रुन्ध्याद्यथाक्रमम् ॥८२॥ असंयमकृतोत्सेकान्, विषयान् विषसन्निभान् । निराकुर्यादखंडेन, संयमेन महामतिः ॥८३॥ तिसृभिर्गुप्तिभिर्योगान्, प्रमादं चाप्रमादतः । सावद्ययोगहानेनाविरतिं चापि साधयेत् ॥८४॥ सद्दर्शनेन मिथ्यात्वं, शुभस्थैर्येण चेतसः । विजयेतार्त्तरौद्रे च, संवरार्थं कृतोद्यमः ॥८५॥९। संसारबीजभूतानां, कर्मणां जरणादिह । निर्जरा सा स्मृता द्वेधा, सकामा कामवर्जिता ॥८६॥ ज्ञेया सकामा यमिनामकामा त्वन्यदेहिनाम् । कर्मणां फलवत्पाको, यदुपायात्स्वतोऽपि हि ॥ ८७॥ सदोषमपि दीप्तेन,

---

જે કર્મ પુદ્ગળગ્રહણ કરવાનો છેદ તે દ્રવ્યસંવર અને ભવહેતુ ક્રિયાનો ત્યાગ તે ભાવસંવર છે. ૮૦. જે જે ઉપાયથી જે જે આશ્રવ રોકાય તેના તેના નિરોધ માટે તે તે ઉપાય બુદ્ધિમાનોએ જોડવા. ૮૧. ક્ષમાથી, મૃદુતાથી, ઋજુતાથી અને અનીચ્છાથી અનુક્રમે ક્રોધ, માન, માયા અને લોભને રૂંધવા. ૮૨. અસંયમે કરીને વૃદ્ધિ પામતા વિષજેવા વિષયોને અખંડ સંયમવડે બુદ્ધિમાને દૂર કરવા. ૮૩. ત્રણ ગુપ્તિથી યોગોને, અપ્રમાદથી પ્રમાદને અને સાવદ્યયોગનો ત્યાગ કરવાથી અવીરતિને સાધવી (વશ કરવી) ૮૪. સંવર માટે ઉદ્યમ કરનારાએ સમ્યગ્દર્શનથી મિથ્યાત્વનો અને ચિત્તની શુભ સ્થિરતાથી આર્ત્ત તથા રૌદ્રધ્યાનનો વિજય કરવો. ૮૫. [નવમી નિર્જરાભાવના કહે છે] સંસારનાં બીજભૂત કર્મોના ક્ષીણ થવાથી નિર્જરા થાય છે. તે નિર્જરા સકામ અને અકામ એમ બે પ્રકારે કહી છે. ૮૬. સકામનિર્જરા મુનિઓને હોય છે અને અકામ નિર્જરા અન્ય જીવોને હોય છે. કર્મનો પાક પણ ફળની પેઠે સ્વભાવથી અને

सुवर्णं वन्हिना यथा । तपोऽग्निना तप्यमानस्तथा जीवो विशु-
ध्यति ॥८८॥ अनशनमौनोदर्यं, वृत्तेः संक्षेपणं तथा । रसत्याग-
स्तनुक्लेशो, लीनतेति बहिस्तपः ॥ ८९ ॥ प्रायश्चित्तं वैयावृत्त्यं,
स्वाध्यायो विनयोऽपि च । व्युत्सर्गोऽथ शुभं ध्यानं, षोढेत्याभ्य-
न्तरं तपः ॥९०॥ दीप्यमाने तपोवह्नौ, बाह्ये चाभ्यंतरेऽपि च ।
यमी जरति कर्माणि, दुर्जराण्यपि तत्क्षणात् ॥९१॥९॥स्वाख्यातः
खलु धर्मोऽयं, भगवद्भिर्जिनोत्तमैः। यं समालम्बमानो हि, न म-
ज्जेद् भवसागरे ॥९२॥संयमः सूनृतं शौचं, ब्रह्माकिञ्चनता तपः।
क्षान्तिर्मार्दवमृजुता, मुक्तिश्च दशधा स तु ॥९३॥ धर्मप्रभावतः
कल्पद्रुमाद्या ददतीप्सितम्। गोचरेऽपि न ते तस्थुरधर्माधिष्ठिता-
त्मनाम् ॥९४॥ अपारे व्यसनांभोधौ,पतन्तं पाति देहिनम्।सदा-

---

ઉપાયથી થાય છે. ૮૭. દોષવાળું સુવર્ણ જેમ પ્રજ્વલિત અગ્નિથી શુદ્ધ થાય છે, તેમ તપરૂપ અગ્નિથી તપાવાતો જીવ પણ શુદ્ધ થાય છે. ૮૮. અનશન, ઉનોદરિકા, વૃત્તિ સંક્ષેપ, રસ ત્યાગ, કાયકલેશ અને સંલીનતા એ (છ પ્રકારે) બાહ્ય તપ છે. ૮૯. પ્રાયશ્ચિત્ત, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, વિનય, વ્યુત્સર્ગ અને શુભધ્યાન એ છ પ્રકારે અભ્યંતરતપ છે. ૯૦. બાહ્ય અને અભ્યન્તર તપરૂપઅગ્નિ પ્રદીપ્ત થયે છતે દુઃખે જીર્ણ થાય એવા કર્મોને પણ મુનિ તરતજ નાશ કરે છે. ૯૧. [દશમી ધર્મસુઆખ્યાતત્વભાવના કહે છે] આ ધર્મ નિશ્ચે ભગવાનતિર્થંકરોએ કહેલો છે, તેનું આલંબન કરનાર સંસારસાગરમાં ડૂબતો નથી. ૯૨. સંયમ, સત્ય, શૌચ, બ્રહ્મ-ચર્ય, અપરિગ્રહ, તપ, ક્ષમા, નમ્રતા, સરલતા અને નિર્લોભતા એ દશ પ્રકારનો ધર્મ છે. ૯૩. ધર્મના પ્રભાવથી કલ્પવૃક્ષાદિ પ્રાણિને ઇચ્છિત આપેછે, અને અધર્મી આત્માને તો તે દ્રષ્ટિગોચર પણ થતા નથી ૯૪. અપાર દુઃખરૂપ સમુદ્રમાં પડતા પ્રાણિને હમ્મેશાં પાસે રહેનાર એક ધર્મ બન્ધુજ રક્ષણ કરે

सविषवर्त्येको, बन्धुर्धर्मोऽतिवत्सलः॥९५॥ आप्लावयति नांभोधि-राश्वासयति चांबुदः। यन्महीं तत्प्रभावोऽयं, ध्रुवं धर्मस्य केवलः॥९६॥ न ज्वलत्यनलस्तिर्यग्, यदूर्ध्वं वाति नानिलः। अचिन्त्यमहिमा तत्र, धर्म एव निबन्धनम्॥९७॥ निरालंबा निराधारा, विश्वाधारा वसुन्धरा। यच्चावतिष्ठते तत्र, धर्मादन्यन्न कारणम्॥९८॥ सूर्या-चन्द्रमसावेतौ, विश्वोपकृतिहेतवे। उदयेते जगत्यस्मिन्नूनं धर्म-स्य शासनात्॥९९॥ अबन्धूनामसौ बन्धुरसखीनामसौ सखा। अनाथानामसौ नाथो, धर्मो विश्वैकवत्सलः॥१००॥ रक्षोयक्षो-रगव्याघ्रव्यालानलगरादयः। नापकर्तुमलं तेषां, यैर्धर्मः शरणं श्रितः॥१०१॥धर्मो नरकपातालपातादवति देहिनः।धर्मो निरुपमं यच्छ-त्यपि सर्वज्ञवैभवम्॥१०२॥१०। कटिस्थकरवैशाखस्थानकस्थन-राकृतिम्। द्रव्यैः पूर्णं स्मरेल्लोकं, स्थित्युत्पत्तिव्ययात्मकैः॥१०३॥

---

છે. ૯૫. જે પૃથ્વીને સમુદ્ર ડુબાવતો નથી અને મેઘ શાંત કરે છે તે કેવળ નિશ્ચે આ ધર્મનોજ પ્રભાવ છે ૯૬. અગ્નિ તિર્છો બળતો નથી અને વાયુ ઉંચો વાતો નથી, તેમાં અચિન્ત્ય માહુમાવાળો ધર્મજ કારણ છે. ૯૭. જગતના આધાર ભૂત પૃથ્વી નિરાલંબ અને નિરાધાર જે રહે છે તેમાં ધર્મ વિના બીજું કારણ નથી. ૯૮. ધર્મની આજ્ઞાથીજ આ જગતમાં સૂર્ય અને અને ચંદ્ર દુનિઆના ઉપકારમાટે ઉદય પામે છે. ૯૯. બન્ધુ રહિતનો બન્ધુ, મિત્ર રહિતનો મિત્ર, અનાથનો નાથ અને વિશ્વનું હિતકરનાર કેવળ આ ધર્મજ છે. ૧૦૦. જેઓએ ધર્મનું શરણ કરેલું છે તેમનું રાક્ષસ, યક્ષ, સર્પ, વાઘ, અજગર, અગ્નિ અને-ઝેર વિગેરે બુરૂ કરવાને સમર્થ થતા નથી. ૧૦૧. નરક રૂપપાતાળમાં પડવાથી પ્રાણુઓનું ધર્મ રક્ષણ કરે છે, અને ધર્મજ નિરૂપમ સર્વજ્ઞના વૈભવને આપે છે. ૧૦૨. [**અગી-આરમી લોકભાવના કહે છે**] કેડપર હાથ મૂકી પગ પહોળા કરી ઉભેલા પુરૂષ જેવી આકૃતિવાળો, સ્થિતિ ઉત્પત્તિ અને વ્યયસ્વરૂપવાળા દ્રવ્યથી પુર્ણ આ લોક ચિન્તવવો. ૧૦૩.

लोको, जगत्त्रयाकीर्णो, भुवः सप्तात्र वेष्टिताः । घनांभोधिमहावात-तनुवातैर्महाबलैः॥ १०४ ॥वेत्रासनसमोऽधस्तान्मध्यतो झल्लरीनिभः । अग्रे मुरजसंकाशो, लोकःस्यादेवमाकृतिः ॥ १०५ ॥ निष्पादितो न केनापि, न धृतः केनचिच्च सः । स्वयंसिद्धो निराधारो, गगने किंत्ववस्थितः ॥१०६॥११। अकामनिर्जरारूपात् , पुण्याज्जन्तोः प्रजायते । स्थावरत्वं त्रसत्वं वा, तिर्यक्त्वं वा कथंचन ॥१०७॥ मानुष्यमार्यदेशश्च, जातिः सर्वाक्षपाटवं । आयुश्च प्राप्यते तत्र, कथंचित्कर्मलाघवात्॥१०८॥प्राप्तेषु पुण्यतःश्रद्धाकथनश्रवणेष्वपि। तत्त्वनिश्चयरूपं तद्, बोधिरत्नं सुदुर्लभम्॥१०९॥१२।इति द्वादश भावनाः॥ भावनाभिरविश्रान्तमिति भावितमानसः।निर्ममः सर्वभावेषु, समत्वमवलम्बते ॥११०॥विषयेभ्यो विरक्तानां,साम्यवासि-

---

ત્રણ જગતથી વ્યાપ્ત આ લોક છે. તેમાં નીચે સાત પૃથ્વીઓ મહા બળવાન ઘનો દધિ, મહાવાયુ અને તનુવાયુથી વીંટાએલી છે. ૧૦૪. નીચેના ભાગથી વેત્રાસનજેવો, મધ્યભાગથી ઝાલર જેવો અને ઉપરના ભાગમાં મુરજ જેવો આ લોક (એવી આકૃતિવાળો) છે. ૧૦૫. આ લોક કોઇએ બનાવેલો નથી અને કોઇએ ધારી રાખેલો પણ નથી પરન્તુ સ્વયંસિદ્ધઆકાશમાં નિરાધાર રહેલો છે. ૧૦૬. [બારમી બોધીભાવના કહે છે] અકામ નિર્જરારૂપ પુન્યથી જીવને કોઇક રીતે સ્થાવરપણું, અને તિર્યંચપણું પ્રાપ્તથાય છે. ૧૦૭. તેમાં પણ મહામુશીબતે કર્મની લઘુતાથી મનુષ્યપણું, આર્યદેશ, ઉત્તમ જાતિ સર્વ ઇન્દ્રિયની પટુતા અને દીર્ઘ આયુષ પમાય છે. ૧૦૮. પુન્યથી ધર્મ શ્રદ્ધા, ધર્મકથન અને ધર્મશ્રવણ થએ છતે પણ તત્વ નિશ્ચય રૂપ બોધિરત્નપામવું તે અતિદુર્લભ છે. ૧૦૯. એ પ્રમાણે નિરંતર ભાવનાથી ભાવિત ચિત્તવાળો મનુષ્ય સર્વ ભાવોમાં મમતા રહિત થઇ સમભાવનું અવલંબન કરે છે. ૧૧૦. વિષયોથી વિરામ પામેલા અને સમભાવથી વાસિત

तचेतसाम्। उपशाम्येत्कषायाग्निर्बोधिदीपः समुन्मिषेत॥ १११॥
समत्वमवलम्ब्याथ, ध्यानं योगी समाश्रयेत्। विना समत्वमारब्धे,
ध्याने स्वात्मा विडंब्यते॥११२॥ मोक्षः कर्मक्षयादेव, स चात्मज्ञा-
नतो भवेत्। ध्यानसाध्यं मतं तच्च, तद्ध्यानं, हितमात्मनः॥११३॥
न साम्येन विना ध्यानं, न ध्यानेन विना च तत्। निष्कंपं जायते
तस्माद्, द्वयमन्योऽन्यकारणम्॥ ११४॥ [अथ ध्यानस्वरूपं]
मुहूर्त्तान्तर्मनःस्थैर्यं, ध्यानं छद्मस्थयोगिनाम्। धर्म्यं शुक्लं च तद्द्वेधा,
योगरोधस्त्वयोगिनाम्॥११५॥ मुहूर्त्तात्परतश्चिन्ता, यद्वा ध्याना-
न्तरं भवेत्। बह्वर्थसंक्रमे तु स्याद्दीर्घापि ध्यानसन्ततिः॥११६॥
[अथ मैत्र्यादिभावनाः] मैत्रीप्रमोदकारुण्यमाध्यस्थ्यानि नियो-
जयेत्। धर्मध्यानमुपस्कर्तुं, तद्धि तस्य रसायनम्॥ ११७॥ मा

---

ચિત્તવાળાનો કષાયરૂપઅગ્નિ શાન્ત થાય છે અને બોધીરૂપ
દીવો પ્રદીપ્ત થાય છે. ૧૧૧. સમભાવનું અવલંબન કરીને
યોગીએ ધ્યાનનો આશ્રય કરવો. સમભાવવિના ધ્યાનનો
આરંભ કરવાથી આત્મા વિડંબના પામે છે. ૧૧૨. કર્મક્ષય-
થી મોક્ષ, અને તે કર્મક્ષય આત્મજ્ઞાનથી થાય છે તથા આ-
ત્મજ્ઞાન ધ્યાનથી સાધ્ય માન્યું છે માટે ધ્યાનજ આત્માને
હિતકારી છે. ૧૧૩. સમતાવિના ધ્યાન નથી અને ધ્યાનવિના તે
નિષ્કંપ સમતા નથી. તેથી તે બે અન્યોઅન્ય કારણ છે. ૧૧૪.
(હવે ધ્યાનનું સ્વરૂપ કહે છે.)–અન્તર્મુહૂર્ત સુધી મનની
સ્થિરતાવાળું ધ્યાન છદ્મસ્થ યોગિઓને હોય છે અને ધર્મધ્યાન
તથા શુકલધ્યાન રૂપ બે પ્રકારનું યોગનિરોધરૂપ ધ્યાન અયોગિને
હોય છે.૧૧૫. અન્તર્મુહૂર્ત પછી ચિન્તા થાય અથવા ધ્યાનાન્તર
થાય, અને ઘણા અર્થમાં સંક્રમ કરવાથી લાંબાકાળસુધી પણ
ધ્યાનની સંતતિ થાય ૧૧૬.–(હવે મૈત્રી આદિ ભાવના કહે-
છે)–ધર્મ ધ્યાનનો ફરી સંબંધ કરવાને મૈત્રી, પ્રમોદ,
કારૂણ્ય અને માધ્યસ્થભાવનાઓ જોડે, કેમકે તેજ તેનું
રસાયણ રૂપ છે. ૧૧૭. પાપને કોઇપણ ન કરો, કોઈ પણ

कार्षीत् कोऽपि पापानि, मा च भूत्कोऽपि दुःखितः। मुच्यतां जगदप्येषा, मतिर्मैत्री निगद्यते ॥११८॥ अपास्ताशेषदोषाणां, वस्तुतत्त्वावलोकिनाम्। गुणेषु पक्षपातो यः, स प्रमोदः प्रकीर्तितः ॥११९॥ दीनेष्वार्त्तेषु भीतेषु, याचमानेषु जीवितम्। प्रतीकारपरा बुद्धिः, कारुण्यमभिधीयते ॥१२०॥ क्रूरकर्मसु निःशंकं, देवतागुरुनिन्दिषु। आत्मशंसिषु योपेक्षा, तन्माध्यस्थ्यमुदीरितम्॥१२१॥ आत्मानं भावयन्नाभिर्भावनाभिर्महामतिः। त्रुटितामपि संधत्ते, विशुद्धां ध्यानसंततिम्॥१२२॥ [अथ आसनानि] तीर्थं वा स्वस्थताहेतुं, यत्तद्वा ध्यानसिद्धये। कृतासनजयो योगी, विविक्तं स्थानमाश्रयेत् ॥१२३॥ पर्यंकवीरवज्राब्जभद्रदंडासनानि च। उत्कटिका गोदोहिका, कायोत्सर्गस्तथासनम् ॥१२४॥ स्याज्जंघयोरधोभागे, पादोपरि कृते सति। पर्यंको नाभिगोत्तानदक्षिणोत्तरपाणिकः ॥१२५॥

---

દુઃખી ન થાઓ અને જગત કર્મથી મુકાઓ. આવી બુદ્ધિ તે મૈત્રીભાવના કહેવાય છે. ૧૧૮. સર્વદોષોને દુર કરનારા અને યથાર્થ વસ્તુને જોનારાના ગુણોમાં જે પક્ષપાત તે પ્રમોદ કહેલો છે. ૧૧૯. દીન, આર્ત, ભયપામેલા અને જીવીત માગનારા ઉપર, દુઃખ દુર કરવાની બુદ્ધિને કરૂણા કહેવાય છે. ૧૨૦. ક્રૂર કર્મ કરનારા, નિઃશંકપણે દેવ ગુરૂની નિન્દા કરનારા અને આત્મપ્રશંસા કરનારા ઉપર જે ઉપેક્ષા કરવી તે માધ્યસ્થ ભાવના કહેલ છે. ૧૨૧. આ ભાવનાઓથી પોતાના આત્માને ભાવતો બુદ્ધિમાન તુટેલી વિશુદ્ધ ધ્યાનની સંતતિને ફરી સાંધે છે. ૧૨૨. (**હવે આસનો કહે છે.**) આસનનો જય કરનારા યોગીએ ધ્યાનની સિદ્ધિ માટે સ્વસ્થતાના હેતુભૂત તીર્થ અથવા એકાન્ત સ્થાનનો આશ્રય કરવો. ૧૨૩. પર્યંકાસન, વીરાસન, વજ્રાસન, પદ્માસન, ભદ્રાસન, દંડાસન, ઉત્કટિકાસન, ગોદોહિકાસન, અને કાયોત્સર્ગાસન. ૧૨૪. બે જંઘાનો નીચેનો ભાગ પગ ઉપર કરે છતે અને નાભિ પાસે જમણો તથા ડાબો હાથ રાખવાથી '**પર્યંકાસન**' થાય. ૧૨૫. ડાબો પગ

वामो ऽङ्घ्रिर्दक्षिणोरूर्ध्वे, वामोरूपरि दक्षिणः। क्रियते यत्र तद्वीरोचितं वीरासनं स्मृतम्॥ १२६॥ पृष्ठे वज्राकृतीभूते, दोर्भ्यां वीरासने सति। गृह्णीयात्पादयोर्यत्रांगुष्ठौ वज्रासनं हि तत् ॥ १२७॥ सिंहासनाधिरूढस्यासनापनयने सति। तथैवावस्थितिर्या तामन्ये वीरासनं विदुः ॥ १२८॥ जंघाया मध्यभागे तु, संश्लेषो यत्र जंघया। पद्मासनमिति प्रोक्तं, तदासनविचक्षणैः ॥ १२९॥ संपुटीकृत्य मुष्काग्रे, तलपादौ तथोपरि। पाणिकच्छपिकां कुर्याद्यत्र भद्रासनं तु तत् ॥ १३०॥ श्लिष्टांगुली श्लिष्टगुल्फौ, भूश्लिष्टोरू प्रसारयेत्। यत्रोपविश्य पादौ तद्दंडासनमुदीरितम् ॥ १३१ ॥ पूतपार्ष्णिसमायोगे, प्राहुरुत्कटिकासनम्। पार्ष्णिभ्यां तु भुवस्त्यागे, तत् स्याद् गोदोहिकासनम्॥ १३२॥ प्रलंबितभुजद्वन्द्वमूर्ध्वस्थस्यासितस्य वा। स्थानं कायानपेक्षं

---

જમણા સાથળ ઉપર અને જમણો પગ ડાબા સાથળ ઉપર જ્યાં કરાય તે વીરપુરૂષને યોગ્ય **'વીરાસન'** કહ્યું છે. ૧૨૬. વીરાસન કરે છતે પીઠ ઉપર બે હાથ વડે વજ્રાકૃતિ કરીને જ્યાં બે પગના બે અંગુઠા ગૃહણ કરાય તે **'વજ્રાસન'** છે. ૧૨૭. સિંહાસન ઉપર બેઠેલાનું આસન દૂર કર્યા પછી તેવીજ રીતે જે રહેવું તેને બીજા કેટલાક મતવાળા **'વીરાસન'** કહે છે. ૧૨૮. જંઘાનો બીજી જંઘાથી મધ્યભાગમાં જ્યાં સંબંધ કરવો, તેને આસન જાણનારાઓએ **'પદ્માસન'** કહ્યું છે. ૧૨૯. લીંગ આગળ પગના બન્ને તળીયા મેળવીને તે ઉપર બે હાથની આંગળીયો માંહોમાંહે ભરાવીને જ્યાં બેસવું તે **'ભદ્રાસન'** છે. ૧૩૦. જે આસનમાં બેસીને આંગળીઓ, ગુલ્ફ અને સાથળ ભૂમિને અડકે તેમ પગ લાંબા કરવા તે **'દંડાસન'** કહ્યુ છે. ૧૩૧. પૂત(ગુદા) અને પાનીનો સંયોગ તે **'ઉત્કટિકાસન'** કહ્યું છે, તથા બંને પાનીઓથી ભૂમિનો ત્યાગ તે **'ગોદોહિકાસન'** થાય. ૧૩૨. બેઉ ભુજાઓ લાંબી રાખી ઉભા રહીને અથવા બેસીને કાયાની અપેક્ષા રાખ્યા વિના સ્થિર રહેવું તે **'કાયોત્સર્ગાસન'** કહ્યું

यत्कायोत्सर्गः प्रकीर्तितः॥१२३॥ जायते येन येनेह, विहितेन स्थिरं मनः । तत्तदेव विधातव्यमासनं ध्यानसाधनम् ॥१२४॥ सुखासमसमासीनः, सुश्लिष्टाधरपल्लवः। नासाग्रन्यस्तदृग्द्वन्द्वो, दन्तैर्दन्तानसंस्पृशन्॥१२५॥ प्रसन्नवदनाः पूर्वाभिमुखो वाप्युदङ्मुखः। अप्रमत्तः सुसंस्थानो, ध्याता ध्यानोद्यतो भवेत् ॥ १२६ ॥

## इति श्रीहेमचन्द्राचार्यविरचिते योगशास्त्रे चतुर्थः प्रकाशः ४

## पञ्चमः प्रकाशः ५.

प्राणायामस्ततः कैश्चिदाश्रितो ध्यानसिद्धये । शक्यो नेतरथा कर्तुं, मनःपवननिर्जयः ॥ १ ॥ मनो यत्र मरुत्तत्र, मरुद्यत्र मनस्ततः ।

---

છે. ૧૩૩. જે જે આસન કરવાથી મન સ્થિર થાય તે તે આસનજ ધ્યાનનું સાધન કરવું. ૧૩૪. સારી રીતે બેસાય એવા આસને બેસી, સારી પેઠે બંને હોઠ બંધકરી, બંને દૃષ્ટિ નાસિકાના અગ્રભાગપર સ્થાપન કરી, દાંતની સાથે દાંત અડકાડયા વિના. ૧૩૫. પ્રસન્ન મુખવાળો થઈ, પૂર્વ અથવા ઉત્તર દિશા સન્મુખ બેસી, પ્રમાદ રહિત, સારા સંસ્થાનવાળો ધ્યાન કરનાર ધ્યાનમાં તત્પર થાય. ૧૩૬

इति श्रीहेमचन्द्राचार्यविरचिते योगशास्त्रे चतुर्थप्रकाशस्य गूर्जरगिरायां अनुवादः ।

## હવે પાંચમો પ્રકાશ.

ત્યાર પછી (આસન જય કર્યા પછી) કેટલાકોએ ધ્યાનની સિદ્ધિ માટે પ્રાણાયામનો આશ્રય કર્યો છે, કેમકે તે સિવાય મન અને પવનનો જય કરીશકાય નહિ. ૧. જ્યાં

अतस्तुल्यक्रियावेतौ, संवीतौ क्षीरनीरवत् ॥२॥ एकस्य नाशेऽन्यस्य स्यान्नाशो वृत्तौ च वर्तनम् । ध्वस्तयोरिन्द्रियमतिध्वंसान्मोक्षश्च जायते ॥३॥ प्राणायामो गतिच्छेदः, श्वासप्रश्वासयोर्मतः । रेचकः पूरकश्चैव, कुंभकश्चेति स त्रिधा ॥४॥ प्रत्याहारस्तथा शान्त, उत्तरश्चाधरस्तथा । एभिर्भेदैश्चतुर्भिस्तु, सप्तधा कीर्त्यते परैः ॥५॥ यत्कोष्ठादतियत्नेन, नासाब्रह्मपुराननैः । बहिः प्रक्षेपणं वायोः, स रेचक इति स्मृतः ॥६॥ समाकृष्य यदाऽपानात्पूरणं स तु पूरकः । नाभिपद्मे स्थिरीकृत्य, रोधनं स तु कुंभकः ॥७॥ स्थानात्स्थानान्तरोत्कर्षः, प्रत्याहारः प्रकीर्तितः । तालुनासाननद्वारैर्निरोधः शान्त उच्यते ॥८॥ आपीयोर्ध्वं यदुत्कृष्य, हृदयादिषु धारणम् । उत्तरः

---

મન છે ત્યાં પવન છે, અને જ્યાં પવન છે ત્યાં મન છે, તે માટે સમાનક્રિયાવાળા તે બે દૂધપાણીની જેમ સાથે મળેલાં છે. ૨. એકના નાશમાં બીજાનો નાશ થાય છે તથા એકની વૃત્તિમાં બીજાની પણ હયાતી છે. તે બેના નાશ થએ છતે ઈન્દ્રિય અને બુદ્ધિનો નાશ થવાથી મોક્ષ થાય છે. ૩. નિઃશ્વાસ અને ઉચ્છ્વાસની ગતિનો છેદ તે પ્રાણાયામ માન્યો છે. તે પ્રાણાયામ રેચક, પૂરક, અને કુંભક એમ ત્રણ પ્રકારે છે. ૪. પ્રત્યાહાર, શાન્ત, ઉત્તર અને અધર આ ચાર ભેદો સહિત (પૂર્વના ત્રણ ભેદ સાથે) સાત પ્રકારે પ્રાણાયામ બીજાઓ કહે છે. ૫. જે કોઠામાંથી ઘણા યત્નથી વાયુને નાસિકા બ્રહ્મરન્ધ્ર અને મુખથી બહાર કાઢવો તે રેચક કહ્યો છે. ૬. પવન ખેંચીને અપાન સુધી પૂરવો તે પૂરક અને નાભિ કમળમાં સ્થિર કરીને રોકવો તે કુંભક. ૭. એક સ્થાનથી બીજા સ્થાને વાયુ લઈ જવો ત પ્રત્યાહાર કહ્યો છે અને તાળુ, નાસિકા તથા મુખદ્વારથી વાયુ રોકવો તે શાન્ત કહેવાય છે. ૮. જે વાયુ પીને ઉંચે ખેંચી હૃદયાદિકમાં ધારી

स समाख्यातो, विपरीतस्ततोऽधरः॥९॥ रेचनादुदरव्याधेः, कफस्य च परिक्षयः । पुष्टिः पूरकयोगेन, व्याधिघातश्च जायते ॥ १० ॥ विकसत्याशु हृत्पद्मं, ग्रन्थिरन्तर्विभिद्यते । बलस्थैर्यविवृद्धिश्च, कुंभकाद् भवति स्फुटम् ॥११॥ प्रत्याहाराद् बलं कान्तिर्दोषशान्तिश्च शान्ततः । उत्तराधरसेवातः, स्थिरता कुंभकस्य तु ॥१२॥ प्राणमपानसमानावुदानं व्यानमेव च । प्राणायामैर्जयेत्स्थानवर्णक्रियार्थबीजवित् ॥ १३ ॥ प्राणो नासाग्रहृन्नाभिपादांगुष्ठांतगो हरित् । गमागमप्रयोगेण, तज्जयो धारणेन वा ॥ १४ ॥ नासादिस्थानयोगेन, पूरणाद्रेचकान्मुहुः । गमागमप्रयोगः स्याद्धारणं कुंभनात्पुनः ॥ १५ ॥ अपानः कृष्णरुग्मन्यापृष्ठपृष्ठांतपार्ष्णिगः । जेयः

રાખવો તે ઉત્તર પ્રાણાયામ કહ્યો છે અને તેથી વિપરીત અધર પ્રાણાયામ છે. ૯. રેચકથી પેટના વ્યાધિનો અને કફનો નાશ થાય છે તથા પૂરકથી પુષ્ટિ અને વ્યાધિનો ઘાત થાય છે. ૧૦. કુંભક પ્રાણાયામથી હૃદય કમળ તરત વિકસ્વર થાય છે, અંદરની ગાંઠ ભેદાય છે. બળની સ્થીરતા અને વૃદ્ધિ પ્રગટ થાય છે. ૧૧. પ્રત્યાહારથી બળ અને કાન્તિ થાય છે, શાન્તથી દોષની શાન્તિ થાય છે તથા ઉત્તર અને અધર પ્રાણાયામથી કુંભકની સ્થીરતા થાય છે. ૧૨. પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન નામના વાયુઓને, તેના સ્થાન, વર્ણ, ક્રિયા, અર્થ તથા બીજ જાણનાર યોગીએ પ્રાણાયામોથી જીતવા. ૧૩. પ્રાણવાયુ લીલો છે તથા નાસિકાના અગ્રભાગપર, હૃદયમાં, નાભિમાં અને પગના અંગુઠા સુધી રહેલો છે. તેનો જય ગમાગમના પ્રયોગથી અને ધારણાથી કરવો. ૧૪. નાસિકાદિ સ્થાનના યોગથી વાયુને વારંવાર પૂરવાથી અને રેચન કરવાથી ગમાગમ પ્રયોગ થાય છે; તથા કુંભન કરવાથી ધારણ પ્રયોગ થાય છે. ૧૫. અપાનવાયુ કાળાવર્ણનો છે તે કંઠની પાછળની નાડી, પીઠ,

स्वस्थानयोगेन, रेचकात्पूरणान्मुहुः॥१६॥ शुक्लः समानो हृन्नाभि-
सर्वसन्धिष्ववस्थितः। जेयः स्वस्थानयोगेनासकृद्रेचनपूरणात्॥१७॥
रक्तो हृत्कंठतालुभ्रूमध्यमूर्धनि संस्थितः । उदानो वश्यतां नेयो,
गत्यागतिनियोगतः॥१८॥ नासाकर्षणयोगेन, स्थापयेत्तं हृदादिषु।
बलादुत्कृष्यमाणं च, रुध्ध्वा रुध्ध्वा वशं नयेत् ॥१९॥ सर्वत्वगूवृ-
त्तिको व्यानः, शक्रकार्मुकसन्निभः।जेतव्यः कुंभकाभ्यासात्संकोचप्र-
सृतिक्रमात् ॥२०॥ प्राणापानसमानोदानव्यानेष्वेषु वायुषु ।यैं पैं
चैं रौं लौं बीजानि, ज्ञातव्यानि यथाक्रमम् ॥२१॥प्राबल्यं जाठ-
रस्याग्नेर्दीर्घश्वासमरुज्जयौ । लाघवं च शरीरस्य, प्राणस्य विजये
भवेत् ॥२२॥ रोहणं क्षतभंगादेरुदराग्नेः प्रदीपनम् । वर्चोऽल्पत्वं
व्याधिघातः, समानापानयोर्जये॥२३॥ उत्क्रान्तिर्वारिपंकाद्यैश्चाबा-

---

ગુદા, અને પાની પર્યંત રહેલો છે. તેનો પોતાના સ્થાને
વારંવાર રેચન અને પૂરક કરવાથી જય કરવો. ૧૬. સમાન
વાયુ સફેદ છે. હૃદય, નાભિ અને સર્વ સાંધાઓમાં રહેલો
છે તેનો પોતાનાં સ્થાનકે વારંવાર રેચન અને પૂરણ કર-
વાથી જય કરવો. ૧૭. ઉદાન વાયુ રાતો છે. હૃદય, કંઠ,
તાળુ, ભ્રૂકુટીના મધ્યમાં અને મસ્તકમાં રહેલો છે તેને
ગતિ આગતિના પ્રયોગથી વશ કરવો. ૧૮. નાસિકા વડે વાયુ
ખેંચીને હૃદયાદિકમાં સ્થિર કરવો, જો બળથી વાયુ બીજે
જતો હોય તો વારંવાર રોકીને વશ કરવો. ૧૯. ઇન્દ્ર
ધનુષના વર્ણ જેવો વ્યાન વાયુ છે, ચામડીના સર્વ ભાગમાં
રહેલો છે અને સંકોચ તથા પ્રસૃતિના ક્રમે કુંભકના અભ્યા-
થી તેનો જય કરવો. ૨૦. પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને
વ્યાન એ પાંચ વાયુમાં અનુક્રમે યૈં, પૈં, ચૈં, રૈં, ને લૈં બીજો
જાણવા. ૨૧. પ્રાણ વાયુનો જય કરવાથી જઠરાગ્નિ પ્રબળ થાય,
શ્વાસ લાંબો ચાલે, વાયુનો જય થાય અને શરીર હળવું. થાય
૨૨. સમાન અને અપાન વાયુનો જય કરવાથી ક્ષતભંગાદિ રૂઝાય

घोदाननिर्जये। जये व्यानस्य शीतोष्णासंगः कान्तिररोगिता॥२४॥ यत्र यत्र भवेत्स्थाने, जन्तो रोगः प्रपीडकः। तच्छान्त्यै धारयेत्तत्र, प्राणादिमरुतः सदा॥२५॥ एवं प्राणादिविजये, कृताभ्यासःप्रतिक्षणम्। धारणादिकमभ्यस्येन्मनःस्थैर्यकृते सदा ॥२६॥ उक्तासनसमासीनो, रेचयित्वाऽनिलं शनैः। आपादांगुष्ठपर्यन्तं, वाममार्गेण पूरयेत् ॥२७॥ पादांगुष्ठे मनः पूर्वं, रुध्ध्वा पादतले ततः। पार्ष्णौ गुल्फे च जंघायां,जानुन्यूरौ गुदे ततः॥२८॥ लिंगे नाभौ च तुन्दे च, हृत्कंठरसनेऽपि च।तालुनासाग्रनेत्रेषु,(च) भ्रुवोर्भाले शिरस्यथ ॥२९॥ एवं रश्मिक्रमेणैव, धारयन्मरुता सह। स्थानात्स्थानान्तरं नीत्वा यावत् ब्रह्मपुरं नयेत् ॥३०॥ ततः क्रमेण तेनैव, पादांगु-

---

છે, ઉદરાગ્નિપ્રદીપ્ત થાય છે, મળમૂત્ર થોડા થાય છે અને વ્યાધિનો ઘાત થાય છે. ૨૩. ઉદાનવાયુનો જય કરવાથી ઉત્ક્રાન્તિ થાય, પાણિ અને કાદવાદિથી બાધા ન થાય તથા વ્યાનવાયુનો જય કરવાથી ટાઢ અને ગરમીનો સંગ ન થાય, કાન્તિ વધે તથા નિરોગતા થાય. ૨૪. જે જે ઠેકાણે જીવને પીડા કરનાર રોગ થાય, તેની શાન્તિ માટે તે ઠેકાણે હમેશાં પ્રાણાદિવાયુને સ્થિર કરવા. ૨૫. એમ પ્રતિક્ષણે અભ્યાસ કરતાં પ્રાણાદિકનો વિજય થયે છતે મનની સ્થિરતા માટે હમ્મેશાં ધારણાદિકનો અભ્યાસ કરવો. ૨૬. પૂર્વોક્ત આસને બેઠેલાએ ધીમે ધીમે રેચક વાયુ કરીને ડાબા માર્ગે પગના અંગુઠા સુધી વાયુ પૂરવો. ૨૭. પહેલાં પગના અંગુઠામાં મન રોકીને પછી પગના તળીએ,પાનીમાં,પગની ઘુંટીમાં, જંઘામાં,જાનુમાં,ઉરૂમાં,ગુદામાં અને તે પછી. ૨૮. લિંગમાં, નાભિમાં, પેટમાં, હૃદયમાં કંઠમાં, જીભ ઉપર, તાળુમાં, નાસિકાના અગ્ર ભાગપર, નેત્રમાં, ભ્રકુટીમાં, કપાળમાં અને મસ્તકમાં. ૨૯. એમ રશ્મિક્રમથી વાયુ સાથે મનને ધારણ કરતાં એક ઠેકાણેથી બીજા ઠેકાણે લઈ જઈ છેક બ્રહ્મપુર સુધી લઇ જવું. ૩૦. ત્યાર પછી તેજક્રમે

ष्ठान्तमानयेत् । नाभिपद्मान्तरं नीत्वा, ततो वायुं विरेचयेत् ॥३१॥
पादांगुष्ठादौ जंघायां, जानूरुगुदमेहने । धारितः क्रमशो वायुः,शीघ्र-
गत्यै बलाय च ॥३२॥ नाभौ ज्वरादिघाताय, जठरे कायशुद्धये ।
ज्ञानाय हृदये कूर्मनाड्यां रोगजराच्छिदे ॥३३॥ कंठे क्षुत्तर्षना-
शाय, जिह्वाग्रे रससंविदे।गन्धज्ञानाय नासाग्रे, रूपज्ञानाय चक्षुषोः
॥३४॥ भाले तद्रोगनाशाय, क्रोधस्योपशमाय च । ब्रह्मरन्ध्रे च
सिद्धानां, साक्षाद्दर्शनहेतवे ॥३५॥ अभ्यस्य धारणामेवं, सिद्धीनां
कारणं परम् । चेष्टितं पवमानस्य, जानीयाद् गतसंशयः ॥३६॥
नाभेर्निष्क्रामतश्चारं, हृन्मध्ये नयतो गतिम्। तिष्ठतो द्वादशान्ते तु,
विद्यात्स्थानं नभस्वतः॥३७॥ तच्चारगमनस्थानज्ञानादभ्यासयोगतः।

પગના અંગુઠા સુધી વાયુ લઈ જવો અને પછી નાભિકમળમાં વાયુ લઈ જઈ તે પછી રેચક કરવો. ૩૧. પગના અંગુઠામાં, જંઘામાં, જાનુમાં, સાથળમાં, ગુદામાં અને લિંગમાં અનુક્રમે ધારિ રાખેલો વાયુ શીઘ્ર ગતિ માટે અને બળ માટે થાય છે. ૩૨. નાભિમાં (વાયુ રોકવાથી) જ્વરાદિના ઘાત માટે, જઠરમાં રોકવાથી કાયાની શુદ્ધિ માટે, હૃદયમાં રોકવાથી રોગ અને વૃધ્ધાવસ્થા નાશ કરવામાટે થાય છે. ૩૩. કંઠમાં રોકવાથી ભૂખ તરશ નાશ કરવામાટે, જિંહ્વાગ્રે રોકવાથી રસના જ્ઞાન માટે, નાસાગ્રે રોકવાથી ગન્ધના જ્ઞાન માટે અને ચક્ષુમાં રોકવા-થી રૂપના જ્ઞાનમાટે થાય છે. ૩૪. કપાળમાં વાયુ રોકવાથી કપાળના રોગ નાશ કરવામાટે અને ક્રોધની શાન્તિ માટે, બ્રહ્મરન્ધ્રમાં રોકવાથી સાક્ષાત્ સિદ્ધોના દર્શન માટે થાય છે.૩૫. એ પ્રમાણે સિદ્ધીઓના પરમ કારણ રૂપ ધારણાનો અભ્યાસ કરીને સંશય રહિત પવનનું સ્વરૂપ જાણવું. ૩૬. નાભિથી પવનનું નીકળવું તે ‘ચાર’, હૃદયના મધ્યમાં જવું તે ‘ગતિ’ અને બ્રહ્મરન્ધ્રમાં રહેવું તે ‘સ્થાન’ જાણવું.૩૭. તે વાયુના ચાર, ગતિ અને સ્થાન અભ્યાસના યોગ વડે જાણવાથી શુભાશુભ

ज्ञानीयास्कालमायुश्च,शुभाशुभफलोदयम्॥३८॥ततःशनैःसमाकृष्य, पवनेन समं मनः।योगी हृदयपद्मान्तर्विनिवेश्य नियंत्रयेत् ॥३९॥ ततोऽविद्या विलीयन्ते, विषयेच्छा विनश्यति। विकल्पा विनिवर्तन्ते, ज्ञानमन्तर्विजृंभते॥४०॥क्व मंडले गतिर्वायोःसंक्रमः,क्व क्व विश्रमः। का च नाडीति जानीयात्तत्र चित्ते स्थिरीकृते॥४१॥मंडलानि च चत्वारि, नासिकाविवरे विदुः। भौमवारूणवायव्याग्नेयाख्यानि यथोत्तरम् ॥४२॥ पृथ्वीबीजसंपूर्णवज्रलाञ्छनसंयुतम् ।चतुरस्रं द्रुतस्वर्णप्रभं स्याद् भौममंडलं ॥४३॥ स्यादर्धचन्द्रसंस्थानं, वारुणाक्षरलाञ्छितम् । चन्द्राभममृतस्यन्दसान्द्रं वारुणमंडलम् ॥४४॥ स्निग्धाञ्जनघनच्छायं, सुवृत्तं बिन्दुसंकुलम् । दुर्लक्ष्यं पवनाक्रान्तं, चञ्चलं वायुमंडलम्॥४५॥ ऊर्ध्वज्वालाञ्चितं भीमं, त्रिकोणं स्वस्तिकांकितम्,

---

ફળના ઉદયવાળા કાળ અને આયુષ જાણી શકાય. ૩૮. ત્યારપછી યોગીએ હળવે હળવે પવનની સાથે મનને ખેંચીને હૃદય કમળમાં દાખલ કરી કબજે કરવું. ૩૯. તેથી અવિદ્યાનો વિલય થાય છે, વિષયની ઇચ્છા નાશ પામે છે, વિકલ્પો શાન્ત થાય છે અને હૃદયમાં જ્ઞાન વિસ્તાર પામે છે. ૪૦. ત્યાં હૃદયમાં મન સ્થીર કરવાથી વાયુની ગતિ કયા મંડળમાં છે, કયાં સંક્રમ છે, કયાં વિશ્રામ છે અને કઇ નાડી ચાલે છે એ બધું જાણી શકાય છે. ૪૧. પૃથ્વી સંબંધી; વરૂણ સંબંધી, વાયુ સંબંધી અને અગ્નિ સંબંધી. એ ચાર મંડળો અનુક્રમે નાસિકાના વિવરમાં જાણવા. ૪૨. પૃથ્વીના બીજથી સંપૂર્ણ, વજ્રના લાંછનથી યુક્ત, ચારખુણાવાળું, તપાવેલા સોનાની કાન્તિ જેવું 'પાર્થિવમંડળ' હોય છે. ૪૩. અર્ધચંન્દ્રના આકારવાળું, વરૂણાક્ષરથી યુક્ત, ચન્દ્ર જેવું અને અમૃત ઝરવાથી વ્યાપ્ત 'વરૂણમંડળ' છે. ૪૪. સ્નિગ્ધ અંજનના જેવું અતિ શ્યામ કાન્તિવાળું, ગોળ, બિન્દુથી વ્યાપ્ત, દુઃખે જોઈ શકાય એવું અને પવનથી દબાએલું ચંચળ 'વાયુમંડળ' છે. ૪૫.

स्फुलिंगपिंगं तद्बीजं, ज्ञेयमाग्नेयमंडलम् ॥४६॥ अभ्यासेन स्वसंवेद्यं, स्यान्मंडलचतुष्टयम् । क्रमेण संचरन्नत्र, वायुर्ज्ञेयश्चतुर्विधः ॥४७॥ नासिकारन्ध्रमापूर्य, पीतवर्णैः शनैर्वहन् । कवोष्णोऽष्टांगुलः स्वच्छो, भवेद्वायुः पुरन्दरः॥४८॥ धवलः शीतलोऽधस्तात्त्वरितत्वरितं वहन्। द्वादशांगुलमानश्च, वायुर्वारुण उच्यते ॥४९॥ उष्णः शीतश्च कृष्णश्च, वहंस्तिर्यगनारतम् । षडंगुलप्रमाणश्च, वायुःपवनसंज्ञितः ॥५०॥बालादित्यसमज्योतिरत्युष्णश्चतुरंगुलः । आवर्तवान् वहन्नूर्ध्वं, पवनो दहनः स्मृतः ॥५१॥ इन्द्रं स्तंभादिकार्येषु, वरुणं शस्तकर्मसु । वायुं मलिनलोलेषु, वश्यादौ वह्निमादिशेत् ॥५२॥ छत्रचामरहस्त्यश्वारामराज्यादिसंपदम् । मनीषितं फलं वायुः, समाचष्टे पुरन्दरः ॥५३॥ तथा राज्यादिसंपूर्णैः, पुत्रस्वजनबन्धुभिः ।

---

ઉંચી જવાળાઓથી યુક્ત, ભયંકર, ત્રિકોણ, સ્વસ્તિક યુક્ત, અગ્નિના તણખા જેવું પીળું અને તેના બીજથી વ્યાપ્ત 'અગ્નિનું મંડળ' જાણવું. ૪૬, અભ્યાસ વડે આ ચાર (૪) મંડળ સ્વસંવેદ્ય થાય છે. અનુક્રમે આ (૪) ચાર મંડળમાં ફરતો વાયુ ચાર પ્રકારે જાણવો. ૪૭. નાસિકાના રન્ધ્રને પૂરીને, પીળા વર્ણવાળો, ધીમે ધીમે વહન થતો, શીતોષ્ણ, આઠ અંગુલના પ્રમાણવાળો અને સ્વચ્છ 'પુરન્દરવાયુ' હોયછે. ૪૮. સફેદ, શીતળ, નીચે જલદી જલ્દીથી વહન થતો અને બાર અંગુલના પ્રમાણવાળો 'વરૂણવાયુ' કહેવાય છે. ૪૯. ઉષ્ણશીત, કાળો નિરન્તર તિર્છો વહન થતો અને છ અંગુલના પ્રમાણવાળો 'પવનનામનો વાયુ' છે. ૫૦. ઉગતો સૂર્ય સમાન જયોતિવાળો, અતિ ઉષ્ણ, ચાર અંગુલના પ્રમાણવાળો, આવર્તવાન ઉંચે વહન થતો 'દહનનામનો પવન' કહ્યો છે. ૫૧. સ્તંભાદિક કાર્યોમાં પુરન્દર વાયુને, સારા કાર્યોમાં વરૂણ વાયુને, મલિન અને ચપળ કાર્યોમાં પવનવાયુને તથા વશિકરણાદિકમાં અગ્નિ વાયુને આજ્ઞા કરવી. ૫૨. પુરન્દર વાયુ વહન થતા પ્રશ્ન કર્યે છતે છત્ર, ચામર, હસ્તિ,

सारेण वस्तुना चापि, योजयेद्वरुणः क्षणात् ॥५४॥ कृषिसेवादिकं सर्वमपि सिद्धं विनश्यति । मृत्युभीः कलहो वैरं, त्रासश्च पवने भवेत् ॥५५॥ भयं शोकं रुजं दुःखं, विघ्नव्यूहपरंपराम् । संसूचयेद्विनाशं च, दहनो दहनात्मकः ॥ ५६ ॥ शशांकरविमार्गेण, वायवो मंडलेष्वमी । विशन्तः शुभदाः सर्वे, निष्क्रामन्तोऽन्यथा स्मृताः ॥५७॥ प्रवेशसमये वायुर्जीवो मृत्युस्तु निर्गमे । उच्यते ज्ञानिभिस्तादृक्, फलमप्यनयोस्ततः ॥५८॥ पथेन्दोरिन्द्रवरुणौ, विशन्तौ सर्वसिद्धिदौ । रविमार्गेण निर्यान्तौ प्रविशन्तौ च मध्यमौ ॥५९॥ दक्षिणेन विनिर्यान्तौ, विनाशायानिलानलौ । निःसरन्तौ विशन्तौ च, मध्यमावितरेण तु ॥ ६० ॥ इडा च पिंगला चैव,

બગીચા, રાજ્યાદિસંપત્તિ અને ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે. ૫૩. વરૂણ વાયુ વહન થતી વખતે ( પ્રશ્ન કર્યે છતે ) રાજ્યાદિથી પૂર્ણ પુત્ર, સ્વજન, બન્ધુ અને શ્રેષ્ટ વસ્તુ સાથે સંબંધ થાય. ૫૪. વાયુ નામના પવન વખતે પ્રશ્ન પૂછયો હોય તો ખેતી અને સેવા વિગેરે બધું સિદ્ધ થયું હોય તોપણ નાશ પામે છે અને મૃત્યુ, ભય, કલેશ, વૈર અને ત્રાસ ઉત્પન્ન થાય છે. ૫૫. દહન કરવાના સ્વભાવવાળો દહન નામનો વાયુ ભય, શોક, રોગ, દુઃખ, વિઘ્નવૃન્દની પરંપરા અને વિનાશનું સુચન કરે છે. ૫૬. ચંદ્રનાડી અને સૂર્ય નાડીના માર્ગે મંડળોમાં પ્રવેશ કરતા આ સર્વ વાયુઓ શુભ આપનારા છે, અને તેમાંથી નીકળતા વિપરીત કહ્યા છે. ૫૭. પ્રવેશ સમયે વાયુ જીવ કહેવાય છે અને નિકળતી વખતે મૃત્યુ કહેવાય છે તેથી જ્ઞાનીઓ એ તે બેનું ફળ પણ તેવું જ કહે છે. ૫૮. ચંદ્રમાર્ગે(ડાબે માર્ગે)પ્રવેશ કરતા પુરન્દર અને વરૂણ સર્વ સિદ્ધિ આપનારા છે અને સૂર્ય નાડીના માર્ગે નિકળતા અથવા પ્રવેશ કરતા મધ્યમ છે. ૫૯. જમણી નાડીથી નીકળતા અનિલ અને અગ્નિ વાયુ વિનાશ માટે થાય છે તથા ડાબી બાજુએ નિકળતા અથવા પેસતા મધ્યમ છે. ૬૦.

सुषुम्णा चेति नाडिकाः। शशिसूर्यशिवस्थानं,वामदक्षिणमध्यगाः ॥६१॥पीयूषमिव वर्षन्ती,सर्वगात्रेषु सर्वदा। वामाऽमृतमयी नाडी, संमताऽभीष्टसूचिका ॥६२॥ वहन्त्यनिष्टशंसित्री, संहर्त्री दक्षिणा पुनः। सुषुम्णा तु भवेत् सिद्धिनिर्वाणफलकारणम् ॥६३॥ वामैवाभ्युदयादीष्टशस्तकार्येषु संमता। दक्षिणा तु रताहारयुद्धादौ दीप्तकर्मणि ॥६४॥ वामा शस्तोदये पक्षे, सिते कृष्णे तु दक्षिणा। त्रीणि त्रीणि दिनानीन्दुसूर्ययोरुदयः शुभः ॥६५॥ शशांकेनोदयो वायोः, सूर्येणास्तं शुभावहम्। उदये रविणा त्वस्य, शशिनाऽस्तं शिवं मतम् ॥६६॥ सिते पक्षे ।दिनारंभे, यत्नेन प्रतिपद्दिने। वायोर्वीक्षेत संचारं, प्रशस्तमितरं तथा॥६७॥ उदेति पवनः पूर्वं,

---

ડાબી બાજુએ ઈડા નાડી, જમણી બાજુએ પિંગલા નાડી, અને મધ્યમાં સુષુમ્ણા નાડી છે તેમાં અનુક્રમે ચંદ્રનું, સૂર્યનું અને શિવનું સ્થાન છે. ૬૧. શરીરના સર્વ અવયવોમાં જાણે હંમેશાં અમૃત વરસાવતી ન હોય ? તેમ ઇચ્છિત કાર્યને સૂચવનારી ડાબી નાડી અમૃતમય માનેલી છે. ૬૨. વહન થતી જમણી નાડી અનિષ્ટનું સૂચન કરનારી અને કાર્યનો સંહાર કરનારી છે. તથા સુષુમ્ણા નાડી સિદ્ધિઓ અને મોક્ષના કારણરૂપ થાય છે. ૬૩. અભ્યુદયાદિ ઈષ્ટ અને પ્રશસ્ત કાર્યોમાં ડાબી નાડી માનેલી છે. તથા મૈથુન આહાર, અને યુદ્ધાદિ દીપ્ત કાર્યમાં જમણી નાડી માની છે. ૬૪. શુક્લ પક્ષમાં સૂર્યોદય વખતે ડાબી નાડી સારી, અને કૃષ્ણ પક્ષમાં જમણી સારી. ત્રણ ત્રણ દિવસ આ ચંદ્ર અને સૂર્ય નાડીનો ઉદય સારો છે. ૬૫. ચંદ્ર નાડી સાથે વાયુનો ઉદય થયો હોય અને સૂર્યાસ્ત સાથે અસ્ત થાય તો તે શુભકારી છે. તથા સૂર્ય નાડી સાથે ઉદય થયો હોય અને ચંદ્ર નાડીમાં વાયુ અસ્ત થાય તો કલ્યાણ માન્યું છે. ૬૬. શુક્લ પક્ષની પ્રતીપદના દિવસના આરંભમાં યત્નથી વાયુનો પ્રશસ્ત અથવા અપ્રશસ્ત સંચાર જોવો. ૬૭. પહેલા

शशिन्येष त्र्यहं ततः । संक्रामति त्र्यहं सूर्ये, शशिन्येव पुनस्त्र्यहम् ॥६८॥ वहेद्यावद्बृहत्पर्व, क्रमेणानेन मारुतः। कृष्णपक्षे पुनः सूर्योदये पूर्वमयं क्रमः ॥६९॥ त्रीन् पक्षानन्यथात्वेऽस्य, मासषट्केन पञ्चता । पक्षद्वयं विपर्यासेऽभीष्टबन्धुविपद् भवेत् ॥ ७० ॥ भवेत्तु दारुणो व्याधिरेकपक्षविपर्यये। द्वित्र्याद्यहर्विपर्यासे, कलहादिकमुद्दिशेत् ॥७१॥ एकं द्वे त्रीण्यहोरात्राण्यर्क एव मरुद्वहन्। वर्षैस्त्रिभिर्द्वाभ्यामेकेनान्तायेन्दो रुजे पुनः॥७२॥ मासमेकं रवावेव, वहन् वायुर्विनिर्दिशेत् । अहोरात्रावधि मृत्युं,शशांके तु धनक्षयम्॥७३॥ वायुस्त्रिमार्गगः शंसेन्मध्याह्नात् परतो मृतिम् । दशाहं तु

---

ત્રણ દિવસ ચંદ્ર નાડીમાં પવન ઉદય પામે છે, પછી ત્રણ દિવસ સૂર્યનાડીમાં સંક્રમે છે અને ફરી પાછો ત્રણ દિવસ ચંદ્રનાડીમાંજ ઉદય પામે છે. ૬૮. આ અનુક્રમ પૂર્ણીમા સુધી પવન વહન થાય ફરી કૃષ્ણમાં સૂર્યોદયે આક્રમ થાય એટલે પેલા ત્રણ દિવસ સૂર્યનાડીમાં પછી ત્રણ દિવસ ચંદ્ર નાડીમાં એમ અમાવાસ્યા સુધી જાણવું. ૬૯. ત્રણ પક્ષ સુધી આ વાયુ વિપરીત ઉદય પામે તો તે છ મહીને મરણ પામે અને બે પક્ષ સુધી વિપરીત ઉદય પામે તો ઇષ્ટ બન્ધુને વિપત્તિ થાય. ૭૦. એક પક્ષ સુધી વિપરીત વાયુ ઉદય પામે તો ભયંકર વ્યાધિ થાય. અને બે ત્રણ દિવસ વિપરીત ઉદય થતો કલેશાદિ ઉત્પન્ન થાય. ૭૧. સૂર્ય નાડીમાં પવન એક અહોરાત્રિ વહન થાય તો ત્રણે વર્ષે મોત અને બે અહોરાત્રિ વહન થાય તો બે વર્ષે મોત થાય અને એક અહોરાત્રી વહન થાય તો એક વર્ષે મોત થાય અને ચંદ્ર નાડીમાં એમ વહન થાય તો રોગ પેદા થાય. ૭૨. એક મહીના સુધી સૂર્ય નાડીમાં પવન વહન થાય તો એક અહોરાત્રિમાં મોત દેખાડે અને તે પ્રમાણે ચંદ્ર નાડીમાં વહન થાય તો ધનનો ક્ષય થાય. ૭૩. ત્રણે માર્ગે પવન વહન થાય તો મધ્યાહ્ન પછી મરણ થાય, અને

त्रिमार्गेस्थः,संक्रान्तौ मरणं विशेत्॥७४॥ दशाहं तु वहन्निन्दावे-
वोद्वेगरुजे मरुत् । इतश्चेतश्च यामार्धं, वहन् लाभार्चनादिकृत्॥७५॥
विषुवत्समयप्राप्तौ, स्पन्देते यस्य चक्षुषी। अहोरात्रेण जानीयात्त-
स्य नाशमसंशयम् ॥७६॥ पञ्चातिक्रम्य संक्रान्तीर्मुखे वायुर्वहन्
दिशेत् । मित्रार्थहानिनिस्तेजोऽनर्थान् सर्वान् मृतिं विना ॥७७॥
संक्रान्तीः समतिक्रम्य, त्रयोदश समीरणः। प्रवहन् वामनासायां,
रोगोद्वेगादि सूचयेत् ॥७८॥ मार्गशीर्षस्य संक्रान्तिकालादारभ्य
मारुतः। वहन् पञ्चाहमाचष्टे, वत्सरेऽष्टादशे मृतिम् ॥७९॥ शर-
त्संक्रान्तिकालाच्च, पञ्चाहं मारुतो वहन् । ततः पञ्चदशाब्दाना-
मन्ते मरणमादिशेत् ॥८०॥ श्रावणादेः समारभ्य, पञ्चाहमनिलो

---

એ માર્ગે પવન વહન થાય તો દશ દિવસે મરણ થાય. ૭૪. નિરન્તર દશ દિવસ ચન્દ્રનાડીમાંજ પવન વહુન થાય તો ઉદ્વેગ અને રોગ થાય તથા વારાફરતી અર્ધપહોર ચંદ્ર અને સૂર્ય નાડીમાં વહુન થાય તો લાભ અને પૂજાદિ થાય. ૭૫. વિષુવત્ સમય પર્યન્ત જેનાં નેત્રો ફરકે તેનો અહોરાત્રિમાં નિઃસંશય નાશ જાણવો. ૭૬. પાંચ સંક્રાન્તીઓ અતિક્રમીને જો વાયુ મુખેથી વહુન થાય તો મિત્ર અને અર્થની હાની, નિસ્તેજપણું તથા મરણ સિવાય બીજા સર્વ અનર્થો દેખાડે. ૭૭. તેર (૧૩) સંક્રાન્તીઓ અતિક્રમીને જો વાયુ ડાબી નાસીકામાં વહુન થાય તો તે રોગ તથા ઉદ્વેગાદિનું સૂચન કરે છે. ૭૮. માગશર માસની સંક્રાતિના કાળથી માંડીને પાંચ દિવસ એકજ નાડીમાં પવન વહુન થાય તો તે અઢારમે વર્ષે મરણ કહે છે. ૭૯. શરદ સંક્રાન્તિના કાળથી પાંચ દિવસ જો એકજ નાડીમાં પવન વહુન થાય તો તે તેથી પંદર વરસના અન્તે મરણ બતાવે. ૮૦. શ્રાવણ માસની શરૂઆતથી માંડીને પાંચ દિવસ પવન એકજ નાડીમાં વહન થાય તો તે બાર વરસના અન્તે મરણ

वहन् । अन्ते द्वादशवर्षाणां, मरणं परिसूचयेत् ॥ ८१ ॥ वहन् ज्येष्ठादिदिवसाद्दशाहानि समीरणः। दिशेन्नवमवर्षस्य, पर्यन्ते मरणं ध्रुवम् ॥८२॥आरभ्य चैत्राद्यदिनात्, पञ्चाहं पवनो वहन् । पर्यन्ते वर्षषट्कस्य, मृत्युं नियतमादिशेत् ॥८३ ॥ आरभ्य माघमासादेः, पञ्चाहानि मरुद्वहन् । संवत्सरत्रयस्यान्ते,संसूचयति पञ्चताम्॥८४॥ सर्वत्र द्वित्रिचतुरो,वायुश्चेद्दिवसान् वहेत्। अब्दभागैस्तु ते शोध्या, यथावदनुपूर्वशः ॥८५॥ ['अथ कालस्वरूपं'] अथेदानीं प्रवक्ष्यामि, किंचित्कालस्य निर्णयं । सूर्यमार्गं समाश्रित्य,स च पौष्णे च गम्यते ॥८६॥ जन्मऋक्षगते चन्द्रे, समसप्तगते रवौ । पौष्णनामा भवेत्कालो, मृत्युनिर्णयकारणम् ॥८७॥ दिनार्धं दिनमेकं च, यदा सूर्ये मरुद्वहन् । चतुर्दशे द्वादशेऽब्दे, मृत्यवे भवति क्रमात्

---

સૂચવે છે. ૮૧. જેઠ મહીનાના પ્રથમ દિવસથી એકજ નાડીમાં પવન વહુન થાય તો તે નવ વરસના અન્તે નિશ્ચ મરણુ બતાવે. ૮૨. ચૈતર મહીનાના આદ્ય દિવસથી એકજ નાડીમાં પાંચ દિવસ પવન વહુન થાય તો છ વર્ષના અન્તે અવશ્ય મૃત્યુ થાય. ૮૩. માહ મહીનાની આદિથી પાંચ દિવસ એકજ નાડીમાં પવન વહુન થાય તો તે ત્રણુ વરસના અન્તે મોત સૂચવે છે. ૮૪. સર્વત્ર બે ત્રણુ અથવા ચાર દિવસ એકજ નાડીમાં વહુન થાય તો વરસના તેટલાજ ભાગે તે યથાયોગ્ય અનુક્રમે શોધવા (બે દિવસ ચાલે તો વર્ષનો બીજો ભાગ ૬ મહિના સુધી એવી રીતે.) ૮૫.[હવે કાળનું સ્વરૂપ કહે છે.] હવે હમણા હું કંઇક કાળનો નિર્ણય કહીશ. તે સૂર્ય માર્ગને આશ્રિને પૌષ્ણુકાળમાં જણાય છે. ૮૬. ચંદ્ર જન્મનક્ષત્રમાં ગયો હોય અને સૂર્ય પોતાની સાતમી રાશીમાં ગયો હોય ત્યારે 'પૌષ્ણુ' નામનો કાળ કહેવાય. તે મરણુનો નિશ્ચય કરવામાં કારણુભૂત છે. ૮૭. જ્યારે તે કાળમાં અર્ધ દિવસ અને એક દિવસ સૂર્ય નાડીમાં પવન વહુન થાય તો તે અનુક્રમે ચૌદવર્ષે અને બારમેવર્ષે

॥८८॥ तथैव च वहन्वायुरहोरात्रं द्व्यहं त्र्यहम् । दशमाष्टमषष्ठाब्देष्वन्ताय भवति क्रमात् ॥८९॥ वहन् दिनानि चत्वारि, तुर्येऽब्दे मृत्यवे मरुत् । साशीत्यहःसहस्रं तु, पञ्चाहानि वहन् पुनः ॥ ९० ॥ एकद्वित्रिचतुःपञ्चचतुर्विंशत्यहःक्षयात् । षडादीन् दिवसान् पञ्च, शोधयेदिह तद्यथा ॥९१॥ षट्कं दिनानामध्यर्कं, वहमाने समीरणे । जीवत्यह्नां सहस्रं षट्पञ्चाशद्दिवसाधिकम् ॥९२॥ सहस्रं साष्टकं जीवेद्वायौ सप्ताहवाहिनि।स षट्त्रिंशन्नवशतीं, जीवेदष्टाहवाहिनि ॥९३॥ एकत्रैव नवाहानि, तथा वहति मारुते । अह्नामष्टशतं जीवेच्चत्वारिंशद्दिनाधिकम् ॥९४॥ तथैव वायौ प्रवहत्येकत्र दश वासरान् । विंशत्यभ्यधिकामह्नां,जीवेत्सप्तशतीं ध्रुवम् ॥९५॥ एकद्वित्रिचतुःपञ्चचतुर्विंशत्यहःक्षयात् । एकादशादि-

---

મૃત્યુ માટે થાય છે. ૮૮. તેવીજ રીતે તે કાળમાં એક, બે ને ત્રણ અહોરાત્રિ સુધી સૂર્યનાડીમાં પવન વહન થાય તો તે અનુક્રમે દસમે, આઠમે ને છઠ્ઠે વર્ષે મરણ માટે થાય છે. ૮૯. તેજ પ્રમાણે વાયુ ચાર દિવસ વહનથાય તો ચોથે વર્ષે મરણ થાય અને પાંચ દિવસ વહન થાય તો ત્રણ વર્ષે (૧૦૮૦ દિવસે) મરણ થાય. ૯૦. છ થી માંડીને દશ દિવસ સુધી વહે તો અનુક્રમે ૧–૨–૩–૪–૫ વખત ચોવીસ ચોવીસ દિવસ૧૦૮૦માંથી બાદ કરવા તેનું કોષ્ટક

| ६ | ७ | ८ | ९ | १० |
|---|---|---|---|---|
| १०५६ | १००८ | ९३६ | ८४० | ७२० |

અને તે નીચે બતાવે છે. ૯૧. ૭ દિવસ સૂર્ય નાડીમાં પવન વહન થાય તો એક હજાર અને છપ્પન (૧૦૫૬) દિવસ અધિક જીવે છે. ૯૨. તેજ પ્રમાણે સાત દિવસ વાયુ ચાલે તો એક હજાર અને આઠ (૧૦૦૮) દિવસ જીવે. તથા આઠ દિવસ વાયુ ચાલે તો નવસો છત્રીસ (૯૩૬) દિવસ જીવે. ૯૩. એકજ ઠેકાણે નવ દિવસ પવન ચાલે તો આઠસો ચાલીસ (૮૪૦) દિવસ જીવે. ૯૪. તેવીજ રીતે એકજ ઠેકાણે દશ દિવસ વાયુવહન થાય તો સાતસો વીસ (૭૨૦) દિવસ સુધી જીવે. ૯૫. અગીઆરથી માંડીને પંદર દિવસ સુધી વહેતો

पञ्चाहान्यत्र शोध्यानि तद्यथा ॥९६॥ एकादश दिनान्यर्कनाड्यां वहति मारुते। षण्णवत्यधिकान्यह्नां, षट् शतान्येव जीवति॥९७॥ तथैव द्वादशाहानि, वायौ वहति जीवति। दिनानां षट्शतीमष्टचत्वारिंशत्समन्विताम् ॥ ९८ ॥ त्रयोदश दिनान्यर्कनाडीचारिणि मारुते। जीवेत्पञ्चशतीमह्नां, षट्सप्ततिदिनाधिकाम् ॥९९॥ चतुर्दश दिनान्येवं, प्रवाहिनि समीरणे। अशीत्यभ्यधिकं जीवेदह्नां शतचतुष्टयं ॥ १०० ॥ तथा पञ्चदशाहानि, यावद्वहति मारुते। जीवेत् षष्टिदिनोपेतं, दिवसानां शतत्रयम् ॥ १०१ ॥ एकद्वित्रिचतुःपञ्चद्वादशाहक्रमक्षयात्। षोडशाद्यानि पञ्चाहान्यत्र शोध्यानि तद्यथा॥ १०२॥ प्रवहत्येकनासायां, षोडशाहानि मारुते। जीवेत्सहाष्टचत्वारिंशतं दिनशतत्रयीम्॥ १०३॥ वहमाने तथा सप्तदशाहानि समीरणे। अह्नां शतत्रये मृत्युश्चतुर्विंशतिसंयुते॥ १०४॥

---

અનુક્રમે ૧-૨-૩-૪-૫ વખત ચોવીસ ચોવીસ દિવસ બાદ કરવા તેનું કોષ્ટક ૧૧/૬૯૬ ૧૨/૬૪૮ ૧૩/૫૭૬ ૧૪/૪૮૦ ૧૫/૩૬૦ એ પ્રમાણે તે નીચે બતાવે છે. ૯૬. અગીઆર દિવસ સૂર્યનાડીમાં પવન ચાલે તો તે છસો છન્નુ (૬૯૬) દિવસ જીવે છે. ૯૭. તેવીજ રીતે બાર દિવસ પવન ચાલે તો તે છસો અડતાલીસ (૬૪૮) દિવસ જીવે છે. ૯૮. તેર દિવસ સૂર્યનાડીમાં પવન ચાલે તો તે પાંચસો છોંતેર (૫૭૬) દિવસ જીવે. ૯૯. એજ પ્રમાણે ચોદ દિવસ પવન ચાલે તો તે ચારસો એંસી (૪૮૦) દિવસ જીવે. ૧૦૦. તેવી રીતે પંદર દિવસ સુધી પવન ચાલે તો તે ત્રણુસો સાઠ (૩૬૦) દિવસ જીવે. ૧૦૧. સોળથી માંડીને વીસ દિવસ સુધી વહેતો અનુક્રમે ૧-૨-૩-૪-૫ વખત બાર (૧૨) બાર (૧૨) દિવસ બાદ કરવા તેનું કોષ્ટક ૧૬/૩૪૮ ૧૭/૩૨૪ ૧૮/૨૮૮ ૧૯/૨૪૦ ૨૦/૧૮૦ તે નીચે પ્રમાણે છે. ૧૦૨. એક નાસિકામાં સોળ દિવસ પવન ચાલે તો તે ત્રણુસો અડતાલીસ (૩૪૮) દિવસ જીવે. ૧૦૩. તે પ્રમાણે સત્તર દિવસ પવન ચાલે તો ત્રણુસોને ચોવીસ (૩૨૪)

पवने विचरत्यष्टादशाहानि तथैव च । नाशोऽष्टाशीतिसंयुक्ते, गते दिनशतद्वये ॥ १०५ ॥ विचरत्यनिले तद्वद्दिनान्येकोनविंशतिम् । चत्वारिंशद्युते याते, मृत्युर्दिनशतद्वये ॥१०६॥ विंशतिं दिवसानेकनासाचारिणि मारुते । साशीतौ वासरशते, गते मृत्युर्न संशयः ॥ १०७ ॥ एकद्वित्रिचतुःपञ्चदिनषट्कक्रमक्षयात् । एकविंशादिपञ्चाहान्यत्र शोध्यानि तद्यथा ॥१०८॥ एकविंशत्यहं त्वर्कनाडीवाहिनि मारुते । चतुःसप्ततिसंयुक्ते, मृत्युर्दिनशते भवेत् ॥१०९॥ द्वाविंशतिदिनान्येवं, स द्विषष्टावहःशते । षड्दिनोनैः पंचमासैस्त्रयोविंशत्यहानुगे ॥११०॥ तथैव वायौ वहति, चतुर्विंशतिवासरीम् । विंशत्यभ्यधिके मृत्युर्भवेद्दिनशते गते ॥१११॥ पञ्चविंशत्यहं चैवं, वायौ मासत्रये मृतिः । मासद्वये पुनर्मृत्युः, षड्विं-

---

દિવસે મૃત્યુ થાય. ૧૦૪. તેજ પ્રમાણે અઢાર દિવસ પવન ચાલે તો તે બસોને અઠયાસી (૨૮૮) દિવસે મરણ પામે. ૧૦૫. તેવીજ રીતે ઓગણીસ દિવસ પવન ચાલે તો બસો ચાલીસ ( ૨૪૦ ) દિવસ વિત્યા બાદ મૃત્યુ થાય. ૧૦૬. વીસ દવસ એક નાસિકામાં પવન ચાલે તો એકસો એંસી ( ૧૮૦ ) દિવસ વિત્યા બાદ નિશ્ચય મૃત્યુ થાય. ૧૦૭. એકવીસથી માંડીને પચીસ દિવસ સુધી વહે તો અનુક્રમે ૧-૨-૩-૪-૫ વખત છ (૬) છ (૬) દિવસ બાદ કરવા તેનું કોષ્ટક ૨૧/૧૭૪ ૨૨/૧૬૨ ૨૩/૧૪૪ ૨૪/૧૨૦ ૨૫/૯૦ અને તે નીચે બતાવે છે. ૧૦૮. એકવીસ દિવસ સુધી સૂર્યનાડીમાં વાયુ વહન થાય તો એકસો ચુંમોતેર(૧૭૪)દિવસે મરણ થાય. ૧૦૯. એ પ્રમાણે બાવીસ દિવસ વાયુ ચાલે તો એકસો બાસઠ (૧૬૨) દિવસ જીવે, અને ત્રેવીસ દિવસ ચાલે તો પાંચ માસમાં છ દિવસ ન્યૂન (૧૪૪) દિવસ જીવે. ૧૧૦. તેવીજ રીતે ચોવીસ દિવસ વાયુ ચાલે તો એકસો વીસ (૧૨૦) દિવસ ગયા બાદ મૃત્યુ થાય. ૧૧૧. એ પ્રમાણે પચીસ દિવસ વાયુ ચાલે તો ત્રણ માસે ૯૦ દિવસે

शतिदिनानुगे ॥११२॥ सप्तविंशत्यहं वहेन्नाशो मासेन जायते। मासार्धेन पुनर्मृत्युरष्टाविंशत्यहानुगे ॥ ११३ ॥ एकोनत्रिंशदहगे, मृतिः स्याद्दशमेऽहनि। त्रिंशद्दिनीचरे तु स्यात्, पञ्चत्वं पञ्चमेऽहनि ॥११४॥एकत्रिंशदहचरे, वायौ मृत्युर्दिनत्रये। द्वितीयादिवसे नाशो, द्वात्रिंशदहवाहिनि॥११५॥ त्रयस्त्रिंशदहचरे, त्वेकाहेनापि पञ्चता। एवं यदीन्दुनाड्यां स्यात्तदा व्याध्यादिकं दिशेत्॥११६॥अध्यात्मवायुमाश्रित्य,प्रत्येकं सूर्यसोमयोः।एवमभ्यासयोगेन,जानीयात्कालनिर्णयम् ॥११७॥ [अथ काललक्षणम्] आध्यात्मिकविपर्यासः, संभवेद्व्याधितोऽपि हि । तन्निश्चयाय बध्नामि, बाह्यं कालस्य लक्षणम् ॥११८॥ नेत्रश्रोत्रशिरोभेदात्, स च त्रिविधलक्षणः। निरीक्ष्यः सूर्यमाश्रित्य, यथेष्टमपरः पुनः ॥११९ ॥ [ नेत्रलक्षणम् ] वामे

मृत्यु थाय અને છવીસ દિવસ પવન ચાલે તો બે મહીને મૃત્યુ થાય. ૧૧૨. સત્યાવીસ દિવસ વાયુ ચાલે તો એક મહીને મૃત્યુ થાય અને અઠયાવીસ દિવસે ચાલે તો અર્ધ માસે મૃત્યુ થાય. ૧૧૩. ઓગણત્રીસ દિવસ પવન ચાલે તો દસમે દિવસે મૃત્યુ થાય અને ત્રીસ દિવસ ચાલે તો પાંચમે દિવસ મોત થાય. ૧૧૪. એકત્રીસ દિવસ વાયુ ચાલે તો ત્રણ દિવસે મૃત્યુ થાય અને બત્રીસ દિવસ ચાલે તો બીજે દિવસે મૃત્યુ થાય. ૧૧૫. તેત્રીસ દિવસ પવન ચાલે તો એક દિવસે મોત થાય. અને એ પ્રમાણે જો ચંદ્ર નાડીમાં પવન ચાલે તો વ્યાધિ આદિ બતાવે, ૧૧૬. સૂર્ય અને ચન્દ્ર સંબંધી આન્તરિક પ્રત્યેક વાયુને આશ્રિને એ પ્રમાણે અભ્યાસના યોગથી કાળનો નિર્ણય જાણવો. ૧૧૭. વ્યાધિથી કદાચ આન્તરિક વાયુનો વિપર્યાસ થાય તો તે માટે તેનો નિશ્ચય કરવાને કાળનું બાહ્ય લક્ષણ બાંધું છું. ૧૧૮. આંખ, કાન ને મસ્તકના ભેદથી તે કાળ લક્ષણ ત્રણ પ્રકારે સૂર્યને આશ્રિને જોવો, બીજાં લક્ષણ યથેચ્છાએ જોવાં. ૧૧૯. ડાબી આંખમાં સોળ પત્રવાળું

तत्रेक्षणे पद्मं, षोडशच्छदमैन्दवम् । जानीयाद् भानवीयं तु, दक्षिणे द्वादशच्छदम् ॥१२०॥ खद्योतद्युतिवर्णानि, चत्वारि च्छदनानि तु । प्रत्येकं तत्र दृश्यानि, स्वांगुलीविनिपीडनात् ॥१२१॥ सोमाब्जेऽभ्रूलतापांगघ्राणांतिकदलेषु तु । दले नष्टे क्रमान्मृत्युः, षट्त्रियुग्मैकमासतः॥१२२॥ अयमेव क्रमः पद्मे, भानवीये यदा भवेत् । दशपञ्चत्रिद्विदिनैः, क्रमान्मृत्युस्तदा भवेत् ॥१२३॥ एतान्यपीड्यमानानि, द्वयोरपि हि पद्मयोः। दलानि यदि वीक्ष्यन्ते, मृत्युर्दिनशतात्तदा ॥१२४॥ [कर्णलक्षणम्] ध्यात्वा हृद्यष्टपत्राब्जं, श्रोत्रे हस्ताग्रपीडिते । न श्रूयेताग्निनिर्घोषो, यदि स्वः पञ्च वासरान् ॥१२५॥ दश वा पञ्चदश वा, विंशतिं पञ्चविंशतिम् । तदा पञ्चचतुस्त्रिद्व्येकवर्षे मरणं क्रमात् ॥ १२६ ॥ युग्मम् ॥ एकद्वित्रिचतुः-

ચંદ્ર સંબંધી કમળ અને જમણી આંખમાં બાર પત્રવાળું સૂર્ય સંબંધી કમળ જાણવું. ૧૨૦. પોતાની અંગુલીઓથી નેત્ર દબાવવાથી ત્યાં દરેક કમળના ખદ્યોતની કાન્તિ જેવા વર્ણવાળા ચાર પત્રો જણાશે. ૧૨૧. ચંદ્ર સંબંધી કમળના નીચેના, ભ્રૂકુટી તરફના, ખુણાના અને નાકની પાસેના પત્રોમાંના પત્ર નાશ થયે છતે અનુક્રમે છ માસે, ત્રણ માસે, બે માસે ને એક માસે મૃત્યુ થાય. ૧૨૨. આવોજ અનુક્રમ જ્યારે સૂર્ય સંબંધી કમળમાં થાય ત્યારે અનુક્રમે દશ દિવસે પાંચ દિવસે, ત્રણ દિવસે અને બે દિવસે મૃત્યુ થાય. ૧૨૩. આંખો દબાવ્યા સિવાય જો બંને કમળના પત્રો જણાય તો સો દિવસે મૃત્યુ થાય. ૧૨૪. હૃદયમાં આઠ પત્રવાળા કમળનું ધ્યાન કરીને બંને કાન અંગુલીઓથી દબાવ્યે છતે જો સળગતા અગ્નિ જેવો અવાજ પાંચ દિવસ, દશ દિવસ, પંદર દિવસ, વીસ દિવસ અને પચીસ દિવસ સુધી ન સંભળાય; તો અનુક્રમે પાંચ વર્ષે, ચાર વર્ષે, ત્રણ વર્ષે, બે વર્ષે એક વર્ષે મરણ થાય. ૧૨૫–૧૨૬. એવી રીતે છથી માંડીને સોળ દિવસ સુધી ન

पञ्चचतुर्विंशत्यहः क्षयात् । षडादिषोडशदिनान्यान्तराण्यपि शोध-
येत् ॥ १२७ ॥ [मस्तकलक्षणम्] ब्रह्मद्वारे विसर्पन्तीं, पञ्चाहं
धूममालिकाम् । न चेत् पश्येत्तदा ज्ञेयो, मृत्युः संवत्सरैस्त्रिभिः ॥१२८॥
[प्रकारान्तरेण कालज्ञानम्] प्रतिपद्दिवसे कालचक्रज्ञानाय शौच-
वान् । आत्मनो दक्षिणं पाणिं, शुक्लपक्षं प्रकल्पयेत् ॥ १२९ ॥
अधोमध्योर्ध्वपर्वाणि, कनिष्ठांगुलिकानि तु । क्रमेण प्रतिपत्षष्ठ्ये-
कादशीः कल्पयेत्तिथीः ॥१३०॥ अवशेषांगुलीपर्वाण्यवशेषतिथी-
स्तथा । पञ्चमी दशमी राकाः, पर्वाण्यंगुष्ठगानि तु॥१३१॥ वाम-
पाणिं कृष्णपक्षतिथीस्तद्वच्च कल्पयेत्। ततश्च निर्जने देशे, बद्धपद्मासनः
सुधीः ॥१३२॥ प्रसन्नः सितसंव्यानः, कोशीकृत्य करद्वयम् । तत-
स्तदन्तः शून्यं तु, कृष्णं वर्णं विचिन्तयेत् ॥१३३॥ उद्घाटित-
कराम्भोजस्ततो यत्रांगुलीतिथौ । वीक्ष्यते कालबिन्दुः स, काल इत्यत्र

---

સંભળાય તો અનુક્રમે ૧-૨-૩-૪-૫ વખત ચોવીસ ચોવીસ
દિવસને બાદ કરવાથી વચલા આંતરા શોધી લેવા. ૧૨૭.
બ્રહ્મદ્વારમાં પ્રસરતી ધુમાડાની પંક્તિ જો પાંચ દિવસ ન દેખાય,
તો ત્રણ વર્ષે મરણ જાણવું. ૧૨૮. કાળચક્ર જાણવા માટે પડવેને
દિવસે પવિત્ર થઈ પોતાના જમણા હાથને શુકલપક્ષ કલ્પવો.
૧૨૯. કનિષ્ઠ અંગુલિના નીચેના, મધ્યના અને ઉપરના પર્વોને
અનુક્રમે પડવો, છઠ અને અગીઆરશની તીથીઓ કલ્પવી.
૧૩૦. અંગુઠાના પર્વોમાં પાંચમ, દશમ અને પુર્ણિમાની
કલ્પના કરવી; તથા બાકીની આંગળીઓના પર્વોમાં બાકીની
તિથીઓ કલ્પવી. ૧૩૨. ડાબા હાથને કૃષ્ણ પક્ષમાની પૂર્વવત્
તિથીઓ કલ્પવી, પછી પંડિતજને નિર્જન સ્થળમાં પદ્માસન
કરી. ૧૩૨. પ્રસન્ન થઈ નિર્મળ ધ્યાન યુક્ત બે હાથને કમળના
ડાડાના આકારે કરી, પછી તેમાં કૃષ્ણ વર્ણનું બિંદુ ચિન્તવવું.
૧૩૩. પછી ઉઘાડેલા હસ્ત કમળની અંગુલીઓમાં કલ્પેલી
જે તિથીઓમાં કાળું બિંદુ જણાય તે દિવસે તેનું મરણ થાય.

कीर्त्यते ॥१३४॥ क्षुतविण्मेदमूत्राणि, भवन्ति युगपद् यदि। मासे तत्र तिथौ तत्र, वर्षान्ते मरणं तदा॥१३५॥ रोहिणीं शशभृल्लक्ष्म, महापथमरुन्धतीम्। ध्रुवं च न यदा पश्येद्वर्षेण स्यात्तदा मृतिः ॥१३६॥ (अरुन्धतीं ध्रुवं चैव, विष्णोस्त्रीणि पदानि च। क्षीणायुषो न पश्यन्ति, चतुर्थं मातृमंडलम् ॥ १३७ ॥ अरुन्धती भवे जिव्हा, ध्रुवो नासाग्रमुच्यते। तारा विष्णुपदं प्रोक्तं, भ्रुवौ स्यान्मातृमंडलम्॥१३८॥ क्षेपकौ इमौ) स्वप्ने स्वं भक्ष्यमाणं च, गृध्रकाकनिशाचरैः। उह्यमानं खरोष्ट्राद्यैर्यदा पश्येत्तदा मृतिः॥१३९॥ राश्मिनिर्मुक्तमादित्यं, रश्मियुक्तं हविर्भुजम्। यदा पश्येद्विपद्येत, तदैकादशमासतः॥१४०॥ वृक्षाग्रे कुत्रचित्पश्येद्, गंधर्वनगरं यदि। पश्येत् प्रेतान् पिशाचान् वा, दशमे मासि तन्मृतिः॥१४१॥ छर्दि मूत्रं पुरीषं वा,

---

१३४. જેને છીંક, પુરિષોત્સર્ગ, વિર્યપાત અને પિશાબ એકી સાથે થઇ જાય, તેનું એક વર્ષને અન્તે તેજ મહીનાની તેજ તિથીએ મરણ થાય १३५. રોહિણી, ચંદ્રમાનું લાંછન, મોટો રસ્તો જીંહ્વા અને ધ્રુવ જ્યારે ન દેખાય તો એક વર્ષે મરણ થાય. १३६. અરૂન્ધતી એટલે જીંહ્વા, ધ્રુવ એટલે નાસીકાનો અગ્ર ભાગ કહેવાય, તારા એટલે વિષ્ણુપદ કહ્યું છે અને માતૃમંડળ એટલે ભ્રકુટી કહેવાય. અરૂન્ધતી, ધ્રુવ, ત્રીજુ વિષ્ણુપદ અને ચોથું માતૃમંડળ એ ચાર ક્ષીણાયુષવાળો મનુષ્ય જોઈ શકતો નથી. १३७-१३८ (સ્વપ્નાના ફલ વિષે.) સ્વપ્નામાં પોતાને ગીધ, કાગડા અને નિશાચરો વડે ભક્ષણ કરાતો દેખાય, તથા ખચ્ચર, ઉંટાદિવડે વહન કરતો દેખાય તો મરણ થાય. १३९. જયારે સૂર્યને કિરણો રહિત અને અગ્નિને કિરણો સહિત દેખે તો અગીઆર માસ પછી મરણ થાય. १४०. કોઈ ઠેકાણે વૃક્ષના અગ્ર ભાગપર જો ગન્ધર્વ નગર જુવે અથવા પ્રેત પિશાચોને જુવે તો દસમે મહીને મરણ થાય. १४१. જો સ્વપ્નામાં ઉલટી, પીશાબ, ઝાડો, સોનુ અથવા રૂપું જો-

सुवर्णरजतानि वा । स्वप्ने पश्येद्यदि तदा, मासान्नवैव जीवति॥ १ ४ २॥ स्थूलोऽकस्मात्कृशोऽकस्मादकस्मादतिकोपनः। अकस्मादतिभीरुर्वा, मासानष्टैव जीवति ॥ १ ४ ३॥ समग्रमपि विन्यस्तं, पांशौ वा कर्दमेऽपि वा । स्याच्चेत्खंडं पदं सप्तमास्यन्ते म्रियते तदा ॥ १ ४ ४॥ तारां श्यामां यदा पश्येच्छुष्येदधरतालु च । न स्वांगुलित्रयं मायाद्राजदन्तद्वयान्तरे ॥ १ ४ ५॥ गृद्धः काकः कपोतो वा, क्रव्यादोऽन्योऽपि वा खगः। निलीयेत यदा मूर्ध्नि, षण्मास्यन्ते मृतिस्तदा ॥ १ ४ ६॥ प्रत्यहं पश्यतानभ्रेऽहन्यापूर्य जलैर्मुखम् । विहिते पूत्कृते शक्रधन्वान्तस्तत्र दृश्यते ॥ १ ४ ७॥ यदा न दृश्यते तत्तु, मासैः षड्भिर्मृतिस्तदा । परनेत्रे स्वदेहं चेन्न पश्येन्मरणं तदा ॥ १ ४ ८॥ कूर्परौ न्यस्य जान्वोर्मूर्ध्न्येकीकृत्य करौ सदा। रंभाकोशनिभां छायां

---

વામાં આવે તો તે નવ મહીના સુધી જીવે. ૧૪૨. જો કોઈ અકસ્માત્ જાડા થાય અથવા પાતળો થાય, અકસ્માત્ ક્રોધી થાય અથવા બીકણુ થાય તો તે આઠ મહીના સુધી જીવે. ૧૪૩. ધુળમાં અથવા કાદવમાં મૂકેલું સમગ્ર પગલું ખંડિત જણાય તો તે સાત માસના અન્તે મરણુ પામે. ૧૪૪. જ્યારે આંખની કીકી શ્યામ જણાય અને હોઠ તથા તાળુ સુકાય; તેમજ મોઢું પોળું કર્યાબાદ દાન્તની વચ્ચે પોતાની ત્રણુ આંગળીઓ ન સમાય વળી ગીધ, કાગડો, કપોત અથવા માંસ ભક્ષક બીજું પક્ષી મસ્તકપર બેસે તો તેનું ૭ મહીનાને અન્તે મરણુ થાય. ૧૪૫–૧૪૬. નિર્મળ આકાશવાળા દિવસે પાણીથી મુખ ભરી દરરોજ (આકાશમાં) પુત્કાર કરી પાણી ઉછાળે છતે તેમાં ઈન્દ્ર ધનુષ્ય દેખાય છે; તે જ્યારે ન દેખાય. તથા બીજાના નેત્રમાં પોતાનું શરીર ન દેખાય તો તેનું ૭ મહીને મરણુ થાય. ૧૪૭–૧૪૮. બેઉ કોણીઓ ઢીંચણુ ઉપર સ્થાપન કરી, મસ્તક ઉપર બે હાથ એકઠા કરી, તેની વચ્ચે ઉત્પન્ન થતી કેળના ડોડા જેવી છાયા

लक्षयेदन्तरोद्भवाम् ॥१४९॥ विकाशि च दलं तत्र, यदैकं परिलक्ष्यते । तस्यामेव तिथौ मृत्युः, षण्मास्यन्ते भवेत्तदा ॥१५०॥ इन्द्रनीलसमच्छाया, वक्रीभूताः सहस्रशः । मुक्ताफलालंकरणाः, पन्नगाः सूक्ष्ममूर्तयः॥१५१॥दिवा सन्मुखमायान्तो, दृश्यन्ते व्योम्नि सन्निधौ । न दृश्यन्ते यदा ते तु, षण्मास्यन्ते मृतिस्तदा ॥१५२॥ स्वप्ने मुंडितमभ्यक्तं, रक्तगंधस्रगम्बरम् । पश्येद्याम्यां खरे यान्तं, स्वं योऽब्दार्धं स जीवति ॥ १५३ ॥ घंटानादो रतान्ते चेदकस्मादनुभूयते। पञ्चता पञ्चमास्यन्ते, तदा भवति निश्चितम् ॥१५४॥ शिरो वेगात् समारुह्य, कृकलासो व्रजन् यदि। दध्याद्वर्णत्रयं पञ्चमास्यन्ते मरणं तदा ॥१५५॥ वक्रीभवति नासा चेद्वर्तुलीभवतो दृशौ। स्वस्थानाद् भ्रश्यतः कर्णौ, चतुर्मास्यास्तदा मृतिः ॥१५६॥ कृष्णं कृष्णपरिवारं, लोहदंडधरं नरम् । यदा स्वप्ने निरीक्षेत,

હંમેશાં જોવી. ૧૪૯. તેમાં જે દિવસે એક પત્રવિકસીત થએલું જણાય તો છ મહીનાને અન્તે તેજ તિથીએ મૃત્યુ થાય. ૧૫૦. ઇન્દ્રનીલ જેવી કાન્તિવાળા, વાંકા થએલા, હજારો મુકતાફળના અલંકારવાળા, સૂક્ષ્મ મૂર્તિવાળા સર્પો દિવસે આકાશમાં સન્મુખ આવતા જણાય છે; બે જયારે ન જણાય તો છ મહીનાને અન્તે મરણ થાય. ૧૫૨. સ્વપ્નમાં પોતાને મસ્તક મુંડાવેલ, તેલથી મર્દન કરેલ, રાતા પુષ્પની માળા અને રાતા વસ્ત્રવાળો ગધેડા ઉપર બેસી દક્ષિણ દિશા તરફ જતાં જુવે તો છ માસ જીવે, ૧૫૩. મૈથુન સેવ્યા બાદ જો અચાનક ઘંટાનાદ જેવો અવાજ સંભળાય તો તેનું પાંચ માસના અન્તે અવશ્ય મરણ થાય. ૧૫૪. જો કાકીડો માથા ઉપર ચડીને વેગથી ચાલ્યો જાય અને જતાં ત્રણ વર્ણ ધારણ કરે તો પાંચ માસને અન્તે મરણ થાય. ૧૫૫. જો નાસીકા વાંકી થાય, આંખો ગોળકારથાય અને કાન પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય તો ચાર મહીને મૃત્યુ થાયં. ૧૫૬. કૃષ્ણપરિવારવાળા, લોહદંડને ધરનાર શ્યામ પુરૂષ જો

मृत्युर्मासैस्त्रिभिस्तदा ॥१५७॥ इन्दुमुष्णं रविं शीतं, छिद्रं भूमौ रवावपि । जिह्वां श्यामां मुखं कोकनदाभं च यदेक्षते ॥१५८॥ तालुकंपो मनःशोको, वर्णोऽङ्गेऽनेकधा यदा । नाभेश्चाकस्मिकी हिक्का, मृत्युर्मासद्वयात्तदा॥१५९॥ युग्मम् ॥ जिह्वा नास्वादमादत्ते, मुहुः स्खलति भाषणे । श्रोत्रे न शृणुतः शब्दं, गन्धं वेत्ति न नासिका ॥१६०॥ स्पन्देते नयने नित्यं, दृष्टवस्तुन्यपि भ्रमः । नक्तमिन्द्र-धनुः पश्येत्तथोल्कापतनं दिवा ॥१६१॥ न च्छायामात्मनः पश्ये-द्दर्पणे सलिलेऽपि वा । अनब्दां विद्युतं पश्येच्छिरोऽकस्मादपि ज्व-लेत् ॥१६२॥ हंसकाकमयूराणां, पश्येच्च क्वापि संहतिम् । शीतो-ष्णखरमृद्वादेरपि स्पर्शं न वेत्ति च ॥ १६३ ॥ अमीषां लक्ष्मणां मध्याद्यदेकमपि दृश्यते । जन्तोर्भवति मासेन, तदा मृत्युर्न संशयः

---

स्वप्नमां देखवामां आवे तो त्रण महीने मरण थाय.१५७. चंद्र उष्ण, सूर्य शीत, पृथ्वीमां अने सूर्यमां छिद्र, जीभ श्याम, तथा मुख काळा कमळना जेवुं ज्यारे जोवामां आवे. १५८. तालुकंप, मनःशोक, शरीर उपर अनेक प्रकारना वर्ण, अने अकस्मात नाभिथी हेडकी ज्यारे थाय, तो बे महीने मरण थाय.१५९. जीभ स्वाद ग्रहण न करे अने बो-लवामां वारंवार स्खलना पामे, कान शब्द न सांभळे अने नासिका गन्ध न जाणे. १६०. हंमेशां आंखो फरके, जोए-ली वस्तुमां भ्रम थाय, रात्रिए ईन्द्र धनुष्य जुए अने दिवसे उल्कापात जुए. १६१. दर्पणमां अथवा पाणीमां पण पोतानी छाया न जुए, वादळां विना विजळी जुए अने अकस्मात मस्तक बळे. १६२. हंस, कागडा अने मयूरोनो समुदाय कोइ स्थळे जोवामां आवे, शीत, उष्ण, खरछट अने मृदु आदि स्पर्श पण न जाणे. १६३. आ लक्षणोमांथी कोइपण एक जो जोवामां आवे तो ते जीवनुं एक मासे अवस्य मरण थाय. १६४. "हुं"कार बोलतां

॥१६४॥ पञ्चभिः कुलकम्॥ शीते हकारे फूत्कारे,चोष्णे स्मृतिगतिक्षये। अंगपञ्चकशैत्ये च, स्याद्दशाहेन पञ्चता ॥१६५॥ अर्धोष्णमर्धशीतं च, शरीरं जायते यदा। ज्वालाऽकस्माज्ज्वलेद्वांगे,सप्ताहेन तदा मृतिः ॥१६६॥ स्नातमात्रस्य हृत्पादं, तत्क्षणाद्यदि शुष्यति। दिवसे जायते षष्ठे, तदा मृत्युरसंशयः॥१६७॥जायते दन्तघर्षश्चेच्छवगन्धश्च दुःसहः। विकृता भवति च्छाया,त्र्यहेन म्रियते तदा ॥१६८॥ न स्वनासां स्वजिह्वां न, न ग्रहानामला दिशः। नापि सप्त ऋषीन् यर्हि, पश्यति म्रियते तदा ॥१६९॥ प्रभाते यदिवा सायं, ज्योत्स्नावत्यामथो निशि। प्रवितत्य निजौ बाहू,निजच्छायां विलोक्य च ॥१७०॥ शनैरुत्क्षिप्य नेत्रे स्वच्छायां पश्येत्ततोऽम्बरे। न शिरो दृश्यते तस्यां, यदा स्यान्मरणं तदा ॥१७१॥ युग्मम् ॥ नेक्ष्यते

---

ઠંડો પવન જણાય અને "ફુત્કાર" કરતાં ઉષ્ણ પવન જણાય, તથા પાંચે અંગ ઠંડા થાય તો દશ દિવસે મરણ થાય, ૧૬૫. અર્ધું ઊનું અને અર્ધું ઠંડુ શરીર જ્યારે થાય, અને અકસ્માત શરીરમાં જવાળા સળગે તો સાત દિવસે મરણ થાય. ૧૬૬. સ્નાન કરેલા માણસના હૃદય અને પગ તરતજ સુકાઈ જાય તો છઠે દિવસે નક્કી મરણ થાય. ૧૬૭. જો દન્તઘર્ષણ થાય, મડદા જેવો દુઃસહગંધ શરીરમાંથી નીકળે અને શરીરની કાન્તિ વિકૃત થાય તો ત્રણ દિવસે મરણ થાય. ૧૬૮. પોતાની નાસિકા, પોતાની જીભ, ગ્રહો, નિર્મળ દિશાઓ અને આકાશમાં સપ્તઋષિના તારાઓ ન જોઈ શકાય તો મરણ થાય. ૧૬૯. સવારે અથવા સાંજે અથવા અજવાળી રાત્રીએ પોતાના બંને હાથ લાંબા કરી, પોતાની છાયાને જોઇને. ૧૭૦. પછી ધીરે ધીરે નેત્રો ત્યાંથી ઉપાડી આકાશમાં પોતાની છાયાને જુએ તેમાં જો મસ્તક ન જણાય તો મરણ થાય. ૧૭૧. જો ડાબો હાથ ન દેખાય તો પુત્ર યા સ્ત્રીનો નાશ થાય, અને જો જમણો હાથ ન-

वामबाहुश्चेत् ,पुत्रदारक्षयस्तदा । यदि दक्षिणबाहुर्नेक्ष्यते भ्रातृक्ष-
यस्तदा ॥ १७२ ॥ अदृष्टे हृदये मृत्युरुदरे च धनक्षयः । गुह्ये
पितृविनाशस्तु, व्याधिरूरुयुगे भवेत् ॥१७३॥अदर्शने पादयोश्च,
विदेशे गमनं भवेत्। अदृश्यमाने सर्वाङ्गे,सद्यो मरणमादिशेत॥१७४॥
विद्यया दर्पणांगुष्ठकुड्यासिष्ववतारिता । विधिना देवता पृष्टा, ब्रूते
कालस्य निर्णयम्॥१७५॥[विद्याविधिः]सूर्येन्दुग्रहणे विद्या'नरवीरे
ठठे'त्यसौ।साध्या दशसहस्र्याष्टोत्तरया जपकर्मतः॥१७६॥अष्टोत्तर-
सहस्रस्य, जपात्कार्यक्षणे पुनः । देवता लीयतेऽस्यादौ,ततः कन्याह
निर्णयम्।१७७।सत्साधकगुणाकृष्टा,स्वयमेवाथ देवता।त्रिकालविषयं
ब्रूते, निर्णयं गतसंशयम् ॥१७८॥ [अथ शकुनानि]अथवा शकु-
नाद्विद्यात्सज्जो वा यदिवाऽऽतुरः । स्वतो वा परतो वापि, गृहे वा

---

જણાય તો ભાઇનો નાશ થાય. ૧૭૨. હૃદય ન દેખાય તો પોતાનું મરણ, ઉદર ન દેખાય તો ધનનો ક્ષય, ગુહ્યસ્થાન ન જણાય તો પિતૃનો નાશ અને બે ઉરૂ ન જણાય તો રોગ થાય. ૧૭૩. બે પગ ન જણાય તો પરદેશ જવાનું થાય અને આખું શરીર ન જણાય તો તરત મૃત્યું થાય.૧૭૪. વિદ્યાથી દર્પણમાં, અંગુઠામાં, ભીંતમાં અથવા ખડ્ગમાં ઉતારેલા દેવતાને વિધિપૂર્વક પૂછવાથી કાળનો નિર્ણય થાય છે.૧૭૫. "નરવીરે ઠઠ" એ પ્રમાણે આ વિદ્યા સૂર્યગ્રહણ અથવા ચંદ્રગ્રહણ આવે છતે દશ હજારને આઠ વખત (૧૦૦૦૮) જાપ કરીને સાધવી. ૧૭૬. બીજીવાર કાર્યક્ષણે તો તરવાર દર્પણ, અંગુઠા આદિને વિષે એક હજારને આઠ (૧૦૦૮) વખત જાપ કરવાથી દેવતા આધીન થાય છે ને પછી કુંવારી કન્યા નિર્ણય કહે છે. ૧૭૭. અથવા સારા સાધકના ગુણથી આકર્ષાએલ દેવતા પોતાની મેળેજ સંશય રહિત ત્રિકાળ વિષયીકાળનું સ્વરૂપ કહે છે. ૧૭૮. (**હવે શકુનોથી કાલજ્ઞાન કહે છે.**) સાજો હોય અથવા રોગી હોય, પોતાથી અથવા પરથી, ઘરમાં અથવા બહાર શુકનથી

